શ્રીહરી.

રા. રા. અનંતપ્રસાદ ત્રીકમલાલ વૈષ્ણવ લિખિત

# અ. સૌ. સુમતિ બ્હેનની

# આત્મોન્નતિ

તથા તેણીયે લખેલ

## શ્રીમાન્ રામાનુજાચાર્યનું જીવનચરિત.

( અપૂર્ણ )


છપાવી પ્રસિદ્ધ કર્તા.

લલ્લુભાઈ સામળદાસ મુંબઈ.

અમદાવાદ.

શ્રી સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સાંકળચંદ હરીલાલે છાપ્યું.

પ્રત. ૧૦૦૦

સં. ૧૯૬૮ ઈ. સ. ૧૯૧૨

# પ્રસ્તાવના

સ્વ—સૌ—સુમતિની તરફ વાત્સલ્યભાવ—શિષ્યભાવની દૃષ્ટિથી જોનાર રા. અનન્તપ્રસાદજીએ સ્વર્ગસ્થિતની આત્મોન્નતિનો પ્રકાર અને ક્રમ બતાવતાં દરેક સંસ્કારી વ્યક્તિ પ્રભુના પ્રતાપને કેટલે અંશે જાણી શકે છે એ સારી રીતે બતાવી આપ્યું છે એમ દરેક વાચકના જાણવામાં આવશે એવી આશા છે. સ્વર્ગસ્થિતનો, પોતાના હૃદયને અને મગજને આવે પન્થે દોરનાર તરફ પૂજ્યભાવ હોય એ સ્વાભાવિકજ હતું, અને તેથી વાંચન અને વિચારના ઉત્તમ ફળ તરીકે, આવિર્ભાવ પામતી પોતાની કૃતિ તેનેજ ચરણે મૂકે—પ્રભુને પોતાના સમીપ રાખી તેનેજ અર્પણ કરે—એ પણ સ્વાભાવિકજ હતું. પરંતુ અકર્તા તરીકે પોતે રહી સર્વ શુભ કર્મનો યશ પ્રભુને આપનાર તેઓ પણ તે અર્પણ ગોપ્ય રાખવા મૂકપ્રયાસ કરે એ પણ તેટલુંજ સ્વાભાવિક હતું. આવા સ્વાભાવિક વર્તનને પરિણામે એ અર્પણપત્રિકા જ્યારે અનંતપ્રસાદજીના જોવામાં આવી ત્યારે જાણ્યા અજાણ્યા થઇ તેને બીજા કાગળીયાઓની સાથે મૂકી રાખી, બીજા બધાને તેનાં અસ્તિત્વની પણ ખબર થવા ન દીધી. આત્મોન્નતિ છપાઈ ગઈ, શ્રી રામાનુજાર્યનું જીવન પણ છપાઈ ગયું, પરંતુ સૌ. સુમતિની અંતરની ઇચ્છા એવી પ્રબળ હતી કે તે પુસ્તક બહાર પડયા પહેલાંજ અકસ્માત તે પત્રિકા બીજાની દૃષ્ટિએ ચડી, અને સૌ. સુમતિનો પૂજ્યભાવ તથા તેના અભ્યાસ અને વાંચનનો ક્રમ બતાવ્યાની સાથે તેવાં અર્પણમાં પણ પ્રભુસામીપ્યનું ભાન ધરનાર તે બાળાનાં હૃદયની કાન્તિ કેટલી વિશુદ્ધ અને ઉચ્ચ હતી તે બતાવનાર હોવાથી તે પત્રિકા સાથે સાથે છપાવવી

જોઇએજ એમ બીજાઓને જરૂરનું જણાયું એટલે રા. અનંતપ્રસાદજીની પરવાનગી પણ લીધા વિના તેમણે સાધુવૃત્તિથી ગોપ્ય રાખેલ પત્રિકાને પાનાંઓના ગોટાળા થતા હોવા છતાં, સાથે લાગી છાપી દેવાનોજ નિશ્ચય કર્યો અને તેને પરિણામે પુસ્તકના પ્રકટનમાં પણ જરા વિલંબ થયો.

શ્રીરામાનુજાચાર્યનું જીવનચરિત સ્વતંત્ર પુસ્તકરૂપેજ બ્હાર પડવાનું હતું, પરંતુ પ્રભુનિર્માણ કાંઇ જૂદું હોવાથી તે પૂર્ણ થઇ શક્યું નહિં, અને રા. અનંતપ્રસાદજીનાં "સુમતિની આત્મોન્નતિદર્શક" પુસ્તકની સાથેજ તે છપાવી દેવાનું યોગ્ય લાગ્યું. તે પુસ્તકમાં એ અર્પણપત્રિકા દાખલ કરવા માટે અને પાનાંના ક, ખ, લખી ગોટાળો કરવા માટે પણ ઉપરનો ખુલાસો જરૂરનો હતો એમ માની તે બન્ને હકીકતો ઉપર પ્રમાણે ટુંકમાં પ્રકટ કરવી પડી છે તે વાચકોનાં હૃદયને ખુલાસારૂપે, સ્વ. સૌ. સુમતિને સ્વેચ્છા પરિપૂર્ણ થયાથી થવો જોઇએ તેવા સંતોષ રૂપે, અને રા. અનંતપ્રસાદજીને અણુગમતાં પગલાંને પણ દરગુજરની નજરે જોવાથી ઉદારતાના એક નાના પણ નમુનારૂપ પાઠરૂપે નિવડો એવી પ્રાર્થના છે.

હિમ્મતલાલ ગણેશજી અંજારીયા.

—છંદ—

રહી અધુરી કૃતિ આ શુચિ છે,
ગઇ મધુરી મૂકી તે ઉંચી છે;
ન ખામી તેની કદીએ પુરાશે
પુરો પુરાવો અહીં આજ ભાસે.

श्री हरिः ॐ.

# श्रीमते रामानुजाय नमः

( શ્રીમત-વેદાન્ત અને વેદાન્તિઓ વડે થયેલી )

## અખંડ સૌભાગ્યવતિ સુમતિ બ્હેનની આત્મોન્નતિ

**हरिर्दुःखानि भक्तेभ्यो हितबुद्धया करोति हि**
**शस्त्र क्षाराग्नि कर्माणि स्वपुत्रस्य पितायथा**

જે વેદાન્તિયો વડે અ. સૌ. સુમતિ બ્હેનની આત્મોન્નતિ થઇ, તેમનાં જીવનચરિત તો તે પોતેજ લખી ગઇ છે, એટલે તેતો જેમનાં તેમજ પ્રસિદ્ધ કરવામાં આવે છે પણ તેને જે ક્રમમાં ઉન્નતિ થઈ તે માટેનો લેખ આરંભમાં આ નામ તેને આપીને હું મુકું છું કારણ એ વિષયમાં સૌથી વધુ માહીતી મ્હારી છે; બલ્કે એ વિશેના પત્ર પણ મ્હારા ઉપરજ ઘણા છે, અને તેથી આ લેખમાં પણ મુખ્ય આધાર તેણીનાજ પત્ર ને ગ્રંથોના ઉતારાનો લીધો છે- મેં જે ખાસ કામ કર્યું છે તે, તે ઉપર મ્હારી તરફથી ટીકા કરવાનુંજ. ને તે એટલે સુધી કે આ ઉપોદ્‌ઘાતમાં પણ તેણીનાજ આદિ ગ્રંથ " ગીતાર્થ સંગ્રહુ "ના ઉપોદ્‌ઘાતમાંથી આરંભ કરૂં છું. " વેદાંત " વિશે ખુલાસો કરતાં તેણી આ પ્રમાણે આરંભ કરે છે;

" આપણા હિન્દુ શાસ્ત્રમાં ધાર્મિક વિષયમાં મુખ્ય ગણાએલાં અને પરમતત્વને ઓળખાવનારાં ब्रह्मसूत्र, उपनिषद् અને भगवद्गीता છે. જેને સામાન્ય રીતે प्रस्थानत्रया કરીને કહેવામાં આવે છે, એ ત્રણે ઉપર ભાષ્ય કરનારા

કેટલાક મ્હોટા આચાર્યો થયા છે. જેઓ પૈકી શ્રીમત્ શંકરાચાર્યના ભાષ્ય તેમજ તે ભાષ્યને આધારે થયેલી ટીકાઓનો પ્રચાર આપણા ગુજરાત કાઠીયાવાડ તરફ વધારે છે તેજ રીતે દક્ષિણ–દ્રાવિડ તરફ શ્રીમત્ રામાનુજાચાર્યના ભાષ્યનો પ્રચાર વિશેષ છે. આ તરફ તેમના મત વિશે બહુ સંભળાયલું પણ નથી.”

“વેદાન્તના અર્થોનો નિર્ણય કરવામાં પરમતત્વ વિશે મતભેદ પ્રમાણે તે તે સિદ્ધાન્તનાં નામ દ્વૈત, અદ્વૈત, શુદ્ધાદ્વૈત, ને વિશિષ્ટાદ્વૈત છે. તેમાંના વિશિષ્ટાદ્વૈત સિદ્ધાન્ત એટલે શ્રીમત્ રામાનુજાચાર્યના મતનું થોડું ઘણું મારા વાંચવામાં આવ્યું છે. તેમણે કરેલું તત્વ વિવેચન તેમની દલીલો તથા વિવાદ મનને દીલાસો આપનારાં, તથા મૂળ અર્થને વળગીને લખાયેલાં લાગ્યાં” એટલે સુમતિને સારૂ એજ મતવાળા વેદાંતિ ના લેખો તેણીના આત્માની ઉન્નતિના સાધનભૂત થયા. બલ્કે તેણી તેઓનીજ અનુયાયી થઈ, ને તેમાં તેણીની કેટલી ને કયા ક્રમે આત્મોન્નતિ થઈ તે સમજાવવા આ સંકળના યથામતિ–શક્તિ કરૂં છું. તેમાં ઉદ્દેશ એજ બ્હેનના શબ્દોમાં તેના આ વિશેના છેલ્લા ગ્રંથના ઉપોદ્ઘાતમાંથી “ આ ઊરની ઊર્મિઓ તે તેવીજ ઊર્મિવાળાંને રૂચીકર થાય ને અન્ય ત્હેને ક્ષમા આપે એ આશાથી સર્વ શેષ વાંચકોને ક્ષમા દ્રષ્ટિ સારૂ યાચન કરનાર—”

અહીં —અનંતપ્રસાદ—

श्रीहरिः ॥

**ते सभाग्या मनुष्येषु कृतार्थाकृतनिश्चयाः ।**
**स्मरन्तः स्मारयन्तश्च हरे र्नाम कलीयुगे ॥**

તે સભાગી કૃતાર્થને કૃત નિશ્ચય–મનુષ્યોમાં છે જે કલીયુગમાં હરિનું નામ સ્મરે છે ને સ્મરાવે છે–એટલે મેં એક જગે ગાયું છે કે,

**ગરબી.**

" તુજ સંબંધે સંબંધી બીજાને ન્હાવાની કરો બંધી રે,
કોઈનું કામ નથી રે કામ નથી;

જેમના જીવનચરિતના સ્મરણ સાથે શ્રી હરિનું સ્મરણ થાય છે તેમનો સંબંધ અહીં ગાયા પ્રમાણે હરિ સંબંધને માટે જ હતો ને તેથી તે કૃતાર્થ થયાં તેમ અમને પણ તેમના ચરિતાર્થથી કરશે. કારણ એ સંબંધ ફળ્યો તેના જ પરિણામમાં આ લેખ પ્રકટ્યો ને તેની શરૂવાત એક **દંપતિથી** છે જેનું મીઠું ફળ " **સુમતિ દેવી** " આ લેખનો મુખ્ય વિષય છે.

" માતા પિતા " શબ્દમાં પ્રથમ માતા શબ્દ છે તે-મજ તે દેવીનાં માતાની જ મ્હારે પણ પ્રથમ પીછાણ થઈ છે. ને તે મ્હારાં માતાપિતાની છત્ર છાંયા નિચે જ્યારે હું રાધનપુરમાં રહેતો હતો ત્યારે ને ત્યાં જ.

પિતામહ સાથે જેમ કુમારિકા રૂપે સરસ્વતિ દેખાય, તેમ અમદાવાદના વડનગરા સુપ્રસિદ્ધ નાગરગ્રહસ્થ સરદાર બહાદુર ને રાવબહાદુર **ભોળાનાથ** સારાભાઈ રાધનપુર સ્વ-

સ્થાનના પણ ઈનામદાર હોવાથી. નવાબ સાહેબને મળવા રાધનપુર પધાર્યા ત્યારે પૌત્રી " સત્યવતિ " સાથે હતી. ત્યારથી જ જાણે તે દેવી હોય તેમ લાગ્યું. વયે, વિદ્યાએ, સૌંદર્યે ને સદ્‌ગુણે વધતી જતી એ દેવી જ્યારે પ્રાર્થના સમાજમાં ગાતી ત્યારે જાણે શારદાજ હરિગુણ ગાતી હોય એમ ભાસ થતો. શાળાઓમાં વખણાતી ને પરિક્ષા-માં ઊંચે નંબરે ગુજરાતી ને પછી અંગ્રેજીમાં પાસ થતી એ બ્હેન યોગ્ય અવસ્થાએ યોગ્ય પતિની વધુ થઈ ત્યારે તે લગ્નસમારંભ ઉપર પણ સંસ્થાન તરફથી પોશાક લઈ મ્હારે જ જવું થયું, એટલે તે વેળા તો **વરરાજા તરીકે** ભાવનગરના દીવાન સાહેબ **શ્રી સામળદાસજી**ના પુત્ર હાલ ના ઓનરેબલ લલ્લુભાઈ સાહેબનાં પણ પ્રથમ દર્શન થયાં. મ્હારા વડીલને ભોળાનાથભાઈના સ્નેહસંબંધને લ-ઈને સૌ. સત્યવતિનો હું કાકો ગણાઊં, ને પછવાડેથી મેં લલ્લુભાઈના સ્નેહ સંબંધે સૌ. સુમતિનો કાકો કહેવાઊં; એમ લૌકિક રીતે સાધારણ સ્નેહ સંબંધ થયો, વહ્યો, તે કથાના વિસ્તારનું અહીં પ્રયોજન નથી.

આરંભ—" जन्ममृत्युजरा व्याधि दुखदोषानु दर्शनम् " જ્યારે થાય ત્યારે વૈરાગ્ય ઊત્પન્ન થાય તે સાથે ભીતર દબી રહેલ પ્રભુપરનો રાગ સાત્વિકોમાં અધિક ઉપર આવે, તે કાળે ભગવદ વાર્તા વધુ પ્રિય થાય ને ત્યારે ભગવાન-ના શબ્દોમાં.

मच्चित्तामद्गतप्राणा बोधयन्तः परस्परम् ।
कथयन्तश्च मां नित्यं तुष्यन्ति च रमन्ति च ॥

" મ્હારામાં ચિત્ત ને મ્હારામાં પ્રાણવાળા પરસ્પર બોધ દે છે મ્હારા વિશે નિત્ય કથન કરે છે ને નિત્ય તુષ્ષમાન થાય છે તથા રમે છે. " એટલે મોજ માને છે, ડાહી દીકરી જ્યુબીલીને સ્વર્ગસ્થ થયાને સામટો સમય નહોતો વિત્યો ને મ્હારે " શાન્તાકુઞ્ઝ " મે. લલ્લુભાઈ સાહેબના મીજમાન થવાનો પ્રસંગ આવ્યો. " **तव कथामृतं तप्त जीवनं कविभिरीडितं कल्मशापहम** " ત્હારી કથા તપ્ત જીવનને અમૃતરૂપ થાય છે જે કવિ જ્ઞાનીથી કહેલી હોય છે તે, ને તે કલ્મશને દૂર કરે છે " એ વચન કહેનાર જેવી ભગવતી પ્રેમી સૌ. સત્યવતિ બ્હેનને હરિ કથા કરાવવાનું મન થયું. પણ તેઓ અવતાર અર્ચા પુજનને પસંદ કરતાં હશે શું ! એહેવો મ્હારા મનને વહેમ રહ્યો. વાત વાયદે રાખવાની વ્રતી થતાં સાંઝે તેમના જેષ્ટ કુમારને પ્લેગની ગાંઠ ઊઠવાનો સંભવ દેખાયો. સહુ ગભરાયાં. ઉપચાર યથાયોગ્ય સમયસર કર્યા. સ્હવારે જ સારૂં થઈ ગયું ને મેં જવા રજા માગી ત્યારે દેવી સત્યવતિએ જણાવ્યું કે " બટુકભાઈના સારા થવા સારૂ મેં તો હરિકથાની માનત કરી છે, પુષ્પમાળાઓ ધુપ, દીપ નૈવેદ્ય પ્રસાદ સારૂ તૈયાર થયાં ને વગર વાજે ગાજે સાદું પણ સ્વાદું ભાવમય હરિભજન જાણે કે પરોક્ષ સુમતિ દેવીને પ્રથમ ભોજનરૂપ થયું. તે વખત–માત્ર પિતા ભૂવનમાં ગૃહકાર્યનો ઊચિત ભાર વહન કરતી અને એક યુરોપીયન સ્ત્રીથી સુશીક્ષણ લેતી બાલિકા તરીકે તેણીમાં મેં કંઇ વિશેષતા જોઇ ખરી પણ તે સહજ–બુદ્ધિમાન માતાપિતાના બાળક બુદ્ધિમાન જ હોવાં જોઈએ.

ફરી એક વાર દક્ષિણ યાત્રાથી આવતાં હું અંધેરી મીજમાન થયો ને ત્યાં વધુ દિવસ હારમોનિયમ સાથે હરિ કથા–શુચી સ્નેહી સુખી શ્રીમન્ત એટલે કે સદ્‌ભાગી કુટંબની સમીપ કઇક દિવસ ચાલી તેમાં હું જ અર્ચા અવતારને માનતો હઇશ એમ ફરી ભૂલ કરી પ્રસંગોમાં "અમારા પ્રભુ" કહીને બોલે જતો હતો તેમાં સદાની શરમાળ બાળાએ પિતાદ્વારા જાણવા માગ્યું કે–"હું અમારાજ પ્રભુ એમ કેમ કહું છું!" હું સદ્ય સમજ્યોજ નહીં પણ તેણીપર અતિપ્રસંન થયો "એક કુટંબી આપણે એક પિતા પરિવાર" એ ન્યાયે ત્યારથી મેં તેને બ્હેનજ ગણીને આપણા પ્રભુ જે ત્યારથી થયા, તે રહ્યા, ને રહેવાનાજ.

કથા વાર્તા કરતાં શાસ્ત્રાધ્યયનની અધિકારી આ કુટંબી મંડળી જોઇ–ભાવનગરમાં વધુ વંચાતા વેદાન્તથીજ શરૂવાત કરવા મ્હારા ઊરમાં ઊર્મી ઊઠી, કે દેવી સત્યવતિએ સ્વતઃજ શ્રીમત્ ભગવદ્‌ગીતા શ્રવણ અધ્યયન ને મનન કરવા માગણી કરી. મુંબઇમાં ગીરગામમાં એક બંગલામાં અમુક દિવસ ઉત્તમ રીતે બે અધ્યાયપૂરા થયા ને મ્હારે યાત્રાએ જવું થયું. ફરી શ્રી દ્વારકાંથી મુંબઈ તે સારૂજ આવ્યો પણ "આદર્યું અધવચ રહે ને હરિ કરે તે હોય" દેવી સત્યવતિ વધુ બીમાર થયાં, અમદાવાદ પીયર પધાર્યાં ને ત્યાંથી સ્વર્ગે સીધાવ્યાં જાણે બીજા અધ્યાયના છેલા શ્લોકને શ્રવણ કરી તેજ ગતિ–એ સુકૃતિએ લીધી.

॥ एषा ब्राह्मी स्थितिः पार्थ नैनां प्राप्य विमुह्यति ॥
॥ स्थित्वाऽस्यामंतकालेऽपि ब्रह्म निर्वाणमृच्छति ॥

"હે પાર્થ! આ બ્રાહ્મી સ્થિતિને પામીને મોહ નથી પામતા તેમાં અંતકાળે પણ રહીને બ્રહ્મ થઇ નિર્વાણ પદને પામે છે." તે આ સંસારથી મુક્ત થઇ.

આ વૃતાંત્ત વડોદરે તારથી જાણતાં જ હું ભાવનગર પિતા–પુત્રી પાસે દોડી ગયો. રાતના એકાંત ને શાંત સમયને પ્રસંગમાં વધુ વિયોગ સાલવાથી સુમતિને અતિસંકટ થવા લાગ્યું ત્યાં ટપાલ આવી એક માસિકમાં મે કવિતા જોઇ તે મને ઊત્તમ લાગી, ને સ્વર્ગસ્થ ભોળાનાથભાઇના સાક્ષર કુટુમ્બમાંથી કોઇએ કરી હોય એમ શબ્દો ને શૈલી ઉપરથી કલ્પ્યું. પણ જ્યારે તેની લખનાર સુમતિ સ્હામી બેઠી, તેજ હતી એ જાણ્યું, ત્યારે આવડી બાલા ન્હાવી કવિતા કરી શકે છે એ જાણી અજાયબી ઘણીજ લાગી! બલ્કે એ પ્રસંગ ચાલતાંજ તેણીને સંસ્કૃતનું પણ સારૂં જ્ઞાન છે એમ ત્યાંજ જણાયાથી મેં મનમાં નવી ધારણા બાંધી. પિતાનું અધુરૂં કામ સપુત કરે છે, તો માતાનું કામ પુત્રી કાં ન પુરૂં કરે! એમ વિચાર આવ્યો. સામાન્ય બોધ જે મેં તે વખતે દીધો તેતો ન્હાવી મતલબનો હતો "સત્યવતિ ગૃહકાર્ય ને કુટુંબ સેવનનો ભાર તને તૈયાર કરીને સોંપીનેજ, માનો વધુ ઉત્તમ સ્થાને વધુ ઉત્તમ સેવા કરવા સીધાવી. માટે ત્હારે ભાભી તૈયાર થાય ત્યારે તેને સોંપી છુટાં થતાં સુધી તે ભાર

વહન કરવોજ જોઇએ. એ માટેજ તને પ્રભુએ તેમના દ્વારા તૈયાર કરી છે તો હવે ધૈર્ય ધારી મન મજબૂત રાખી મેળવેલ જ્ઞાન અનુભવ ને ઉત્તમ આવડતનો લાભ કુટુંબને આપ, ને તે કેવા ભાવથી વહેવો તે સારૂ મ્હારાથી ગીતાજી સંપૂર્ણ શ્રવણ કર. એટલે કે મ્હારી અધુરી રહેલી આશા પણ તુજ પૂરી કર."

મેં ગાયું છે કે "થવાનાં ને એક વખત પણ બસ છે.
ન થવાનાં ને વરસનાં વરસ છે—

તેમ આ ઉપદેશે સંપૂર્ણ અસર કરી, તે કાળે ક્રમે ફલિત થયો. ને તેમાં મુખ્ય સહાય ગીતાચાર્ય **योगक्षेम वहाम्यहं** યોગ ને ક્ષેમનું હું વહન કરૂં છું કરી કહે છે તે શ્રીહરિએ મહાબળેશ્વરમાં ઉત્તમ "યોગ" કર્યો ને પછી પણ "ક્ષેમ"નું વહન કર્યું, જેના પરિણામમાં એ બોધજ ગ્રંથના રૂપમાં લખી એ બાળાને લેખીતજ આ શબ્દોમાં અર્પણ કર્યો.

સત્યવતિની પ્રતિમા, સત્યવતિ પ્રતિમાનો ભાવ ધરી;
સત્યવતિ વતી સુણતી, દુહિતા પુનિતા સુમતિ લ્હાવ ધરી.

**દોહરો**—ગીતા માતા સ્થાનમાં, સદૈવ રહેવા સાથ;
**અનંત** આપે આપથી, સુમતિને ભલિભાત.

તેનો ઉપયોગ તે દેવીએ માત્ર પોતા માટેજ ન કર્યો પણ પોતાને **सुधीर्भोक्ता** પોતેજ હોવાથી **गीतामृतंमहत्** લાગ્યું તે "ખાવનકોં સ્વાદ યેહિ ઓરકોં ખવાઇએ" એ ન્યાયથી પોતાનાં જ્ઞાતિજનને એ સ્વાદ આપવા અથવા પોતાની માતુશ્રીની પુઠે જ્ઞાતિભોજન તે એ સુધાનું કરા-

ધવા માતા વાંસે લ્હાણું ઘર દીઠ ભાવનગરમાં કર્યું. જેનો લાભ હજી પણ સુધીઃ લેતાં હશે ને લેશે.

આ ગીતા સંભળાવતી વખત મહાબલેશ્વરમાં જે બે માસ આનંદમાં કહાડયા તે " न भूतो न भविष्यति " લગભગ પચીશેક માણસની વિવિધ પ્રકારની મંડળીની ઉઠીયે ત્યાંથી સુવા સુધીની સગવડનો કુલ કાર્યભાર સુમતિ ઉપર હતો ને મહેમાનો વખતો વખત મહેરબાની કરતા તે વિશેષમાં-તેમાં કદી કોઈને ઓછું તો પડવા ન દેતી બલ્કે મ્હારી ભાવનગરમાં એકજવાર આપેલી સલાહનો અમલ કેવો કરે છે એ જાણે મને કરી બતાવવા કર્મયોગ શીખી સમજી તે મ્હારી સમક્ષ જ આચરી બતાવતી હતી.

ગીતાજીમાં એ પ્રકરણમાં મુદ્દાનો શ્લોક આ છે.

**कर्मण्ये वाधिकारस्ते माफलेषु कदाचन ॥**
**मा कर्मफल हेतु र्भूर्माते संगोस्त्वकर्मणि "**

"કર્મમાંજ ત્હારો અધિકાર છે ફળમાં કદી નહી, કર્મના ફળનો હેતુ થા નહિં તેમજ તું અકર્મમાં જોડા નહિ." ત્યાં તેણીનું આહ્નીક આ પ્રમાણે ગોઠવાયું હતું.

સ્હવારમાં સૌના ચહા નાસ્તા સ્નાન પુજન શૃંગાર વહનની ગોઠવણો યથોચિત થઈ ગયે અમે ફરી આવતાં ત્યાં પણ પ્રશ્નોત્તર ચાલતા, નવ વાગે ગીતા શ્રવણ શરૂ થતું ત્યાં એકના પ્રતાપે અનેકને લાભ મળતો, મહાબળેશ્વરમાં તે વખતે રહેતી શ્રીમંત શેઠાણીયોમાં સુમતિની સુવાસ પ્રસરી ગઇ હતી તેથી તેમને પણ આ પ્રસંગમાં સં-

ગનોરંગ લાગ્યો. પુસ્તકો સાથે યોગ્ય બ્હેનોએ ગીતાર્થ શ્રવણ કરવા માંડ્યો. એનીજ નકલ મધ્યાન્હોત્તર પુજ્ય સ્વર્ગસ્થ નાથી બાઇની સહાયથી તેમને ત્યાં થવા માંડી. અમારા બંગલામાં તો નિત્ય હરિકથા થતી, રાતે દોઢ કલાક વાદ્ય સાથે તમામ મંડળ નિત્ય નવાં નવાં આખ્યાન્ શ્રવણ કરતાં, એટલે વેદાન્ત સાથે ઇતિહાસ પુરાણ પણ ચાલ્યાં. ને તોજ વેદાંતાર્થ યથાર્થ સમજાય છે, કારણ કહ્યું છે કે.

इतिहास पुराणाभ्याम् वेदं समुपब्रह्मयेत्
बिभेदल्पश्रुताद्वेदो मामयं प्रतरिष्यति

ઇતિહાસ અને પુરાણો વડે વેદોના અર્થ કરવા. અલ્પ શ્રુતથી વેદો બીહે છે કે એ મને ઠગશે.

મધ્યાન્હોત્તર હું વડીલ સાથે બ્રહ્મસૂત્ર વાંચતો ને પછી પોતે સુમતિ સાથે ઇંગ્રેજી પુસ્તકો વાંચતા, પાછલે પહોરે મુલાકાતોમાં દેશી ગ્રહસ્થની સ્ત્રીયો ઉપરાંત પિતાજીના મિત્ર યુરોપીયન ઓફીસરોની સ્ત્રીયોનું મન સુમતિએ એટલું આકર્ષ્યું કે નેકનામદાર ગવરનર સાહેબના પ્રિયપુત્રીને મળવાનું પણ માનપૂર્વક બન્યું. સુમતિ ગઈ, પણ તે શું ગામ ગપ્પ મારવા કે પોતાની છત દેખાડવા ! નહી. દેવીની પ્રતિભા મીસ કલાર્કપર એહેવી પડી કે તે પોતે ખુરશીપર બેઠાં ને સુમતિને કોચપર બેસવુંજ પડ્યું ત્યારે પણ તેણીએ પ્રથમ સેવા સદનને પછી " કર્વેના Widow's Home " ની દીન બાળાઓ માટે સીફારસ કરી એકંદર વાતોમાં સ્વાર્થ કરતાં પરમાર્થ વધુ ચર્ચાયો समानशीलेव्यस

**ने च सख्यम्** " તે ભલી અમીરજાદી સુમતિની સખી થઈ પડી " **ददातिप्रतिगृह्णाति** " ન્યાયે સ્નેહ સંબંધ વધતો ગયો પણ બેઉ દેવલોકની દેવીઓ સંસારમાં સ્વલ્પ સમય સારૂજ આવેલી તે અધિક સમય કેમ ટકે ! ને તેમના ઉત્તમ પ્રયાસનાં મીઠાં ફળ આ પાપી પ્રપંચી જગતજન ક્યાંથી વધુ પામે !

મ્હારે માટે તો સુમતિ જાણે સેક્રેટેરી ને માતુશ્રી નાથીબાઇ પ્રમુખ હોય તેમ હરિકીર્તનનું કામ મહાબળેશ્વરમાં ને પછી મુંબઇમાં સ્ત્રીમંડળમાં પણ ધમધોકાર ચાલ્યું. મહાજન વાડી, ચીનાબાગ, સેવાસદન, મહાલક્ષ્મી, કોટમાં ને બ્હારકોટમાં ઠીક સન્નારીયોની સેવા થઈ પરંતુ ખરો લાભ લેનાર તો એજ ઉપર કહ્યાં તે બ્હેની ને માવડી. તેમાં પણ પરિપૂર્ણ લાભ લેનાર તો પહેલી તે પહેલેજ નંબરે હતી, અદ્વિતીયજ ઠરી.

ભગવતગીતા અને હરિ કથાઓના અવલંબનથી મુંબઇ આવ્યા પછી પણ મ્હારૂં રોકાવું થયું, તેમાં સુમતિએ ગીતાજી સમજવાનો સંપૂર્ણ લાભ સવિધિ લીધો એટલે ગીતાચાર્યના શબ્દોમાં **तद्विद्धि प्रणिपातेन परि प्रश्नेन सेवया** " તે પ્રણિપાત; પરિપ્રશ્ને સેવાવડે જાણ " તેમજ બહુ શંકા સમાધાન પૂર્વક એહેવા અર્થ ગ્રહણ કર્યા કે જહેની પરિક્ષા લેવા મને પણ મન થયું. " ગીતાર્થ સંગ્રહ " ઉપર ભાષાંતર સટીક લખવા મેં આપ્યું ને તેનો ઉપોદ્ઘાત એજ, તે વેળા તેણીયે પ્રથમ પુરાવામાં જ કેવું જ્ઞાન સંપાદન કર્યું હતું, તેનું સજીવન અમર અમૃતરૂપ પ્રત્યક્ષ

પ્રમાણ છે. કારણ તે છપાવેલ ગ્રંથ સેંકડો વાંચનારાં પાસે ગયો ને જાય છે, તેમાંથી ઉચિત ઉતારો અહીં પણ આપવો યોગ્ય છે.

" એમાં ત્રણ તત્વનો વાદ છે. પરમ તત્વ તો અ-દ્વૈત–અદ્વિતીય–પણ તે જીવ તથા જડતત્વ વિશિષ્ટ, તેથી તેનું પુરૂં નામ વિશિષ્ટાદ્વૈત છે. આ અખિલ બ્રહ્માંડનો કર્ત્તા તે પરમ તત્વ છે " જીવ તત્વ " એટલે " આત્માઓ " તેનાથી વિલક્ષણ છે. તથા આ દેહ જે તત્ત્વોનો બનેલો છે તે " જડ તત્ત્વ " એટલે પ્રકૃતિ ને એઉથી વિલક્ષણ છે. જડ તત્ત્વ અને જીવ તત્ત્વ તે પ્રભુની ( પરમ તત્ત્વની ) જ વસ્તુઓ છે, તે તેમનો નિયંતા છે, પણ પોતે જ આ-ત્મા તથા જડ બન્યો નથી. જેમ આ પ્રાકૃત શરીરને મેં જીવાત્માને શરીર શરીરી, શેષ શેષિ, તથા નિયંતા નિયા-મ્યનો સંબંધ છે; તેમજ જડ તત્ત્વને તથા આત્મ તત્ત્વને પરમાત્મા સાથે જ છે. બેઉનો તે એક જ અદ્વિતીય ( કદીએ તેનાથી ભિન્ન નહિં થાય એહેવો )–તે બે વાળો એ ત્રિજો શરીરી છે. એ ત્રણે તત્ત્વો એક બીજાથી કદી છુટાં પડતાં નથી, તેમ એક બીજા આગળ પાછળ થયાં નથી. એ બે શરીરવાળાનું નામ પરમેશ્વર, પરબ્રહ્મ છે, એ રીતે ત્રણે તત્ત્વ મૂળથી છે. તેઓ વચ્ચે તફાવત ઘણા પ્રકારના છે. પ્રભુથી આપણે જૂદી રીતના છીયે ને આપ-ણાથી દેહો જૂદા પ્રકારની છે. તે પરબ્રહ્મ પરમતત્ત્વ કયા-રથી છે, કયારે બન્યું, એ પ્રશ્ન જેમ ઉચિત નથી. તેમ આત્માઓ કયારે બન્યા એ પ્રશ્ન પણ ઉચિત નથી. હમેશાં

એ બે તત્ત્વવિશિષ્ટ જ તે છે. એટલે જ્યારથી એ છે ત્યારથી બીજાં બે તત્ત્વો પણ છેજ. જડ તત્ત્વ તે પરમાત્માનું એક અંગ છે. દેહો પંચમહાભૂતની બનેલી છે એટલે દેહના સ્વરૂપનો નાશ થાય છે પણ તેથી જે વસ્તુની તે બનેલી છે તેનો નાશ નથી થતો, ઘડો ફૂટીને માટી બને તેથી ઘડાનો નાશ થયો ગણાય, પણ માટી ગુમ થઇ જાય એ મનાતું નથી. જડવસ્તુ માત્રનું મૂળ ત્રિગુણ પ્રકૃતિ, તે મૂળ વસ્તુ એટલે જે ઊત્પન્ન થઈ નથી તેનો નાશ થઈ શકતો નથી. તેને મૂળ વસ્તુ અથવા તત્ત્વ કહેવાય છે. જે મૂળ વસ્તુ હોય તેનો નાશ થઈને તે જઈ પણ ક્યાં શકે ! એ રીતે આકાર વિકારમાં ફેરફાર થાય છતાં પણ જડતત્ત્વ પણ કાયમ જ રહે છે. જીવતત્ત્વ પ્રભુનું બીજું અંગ છે જેમ જડ વસ્તુમાં પણ તે મહાન્ સર્વેશ્વર વ્યાપેલો છે તેમ આત્મામાં પણ તે છે. તેથી શ્રુતિએ તેને " અણુથી અણુ અને મ્હોટાથી મ્હોટો " એમ વર્ણવ્યો છે. આત્મામાં જાણવા કરવા તથા ભોગવવાની શક્તિ છે. જડની જેમ તે ચૈતન્ય રહિત નથી પણ તે ઉપર પાપ રૂપી મળના પટ જામી જવાથી તે અંધકારમાં રહે છે. જેમ જેમ શુચી આચરણથી વિશુદ્ધતા આવતી જાય તેમ તેમ તેના બદલામાં એ પડ ઉખડીને જ્ઞાન વધતું જાય છે. અને જ્ઞાન વધતાં પ્રભુ કૃપાથી તે પોતે શું છે કોણ છે તથા પરમાત્મા શું છે કોણ છે તે યથાવસ્થિત જાણતો જાય છે, હવે પરમચૈતન્ય તે આખા વિશ્વનો ધારક શરીરી નિયંતા ને પ્રાણી માત્રનો સરજનાર, પણ તે એકજ, એવો મહાન સર્વેશ્વર છે, જડતત્ત્વને જીવતત્ત્વ બંનેમાં

તે વ્યાપેલ છે. બંને તત્ત્વોથી શ્રેષ્ટ તે સર્વશક્તિમાન પુરૂષોત્તમને સર્વ શ્રદ્ધાવાન જનો એની અનેક પ્રકારની દયા કૃપા તથા રક્ષતાથી જ ઓળખી સમજી અને અનુભવી શકે છે ને તેથી કોઈને એનાં માત્ર વર્ણનની તથા સમજની જરૂરીયાત નથી. વળી તે અનંતનું બધું અનંત હોઈને એને વર્ણવનારની અતિ મંદ બુદ્ધિહોવાથી તેમ કરવાની હિંમત પણ કરી શકાતી નથી. આ બધી બાબતો તેણે જ ગીતાજીમાં સારી રીતે સમજાવી છે. ”

એટલે સુમતિ જે ગીતાજીથી સમજી તે આ પ્રમાણે; અને તેનો ઉપયોગ કેમ કરવો એ પણ કહેવા કરતાં તેણીએ કરી બતાવ્યો છે ને તે ત્યાં જ કાયમ રાખ્યો છે એટલે આત્માની ઉન્નતિવાળાને તે ક્રમ ઉપયોગી અનુકરણીય છે. એ અવસ્થાને એ સ્થિતિમાં તેણી ગીતાની ખરી અધિકારી મુમુક્ષુ સંસાર બંધનથી છુટવા ને આત્માની ખરી ઉન્નતિ કરવાજ આતુર હતી તેનું તે એ લઘુ ગ્રંથમાંજ પ્રત્યક્ષ પ્રમાણ છે, તે સાર્વોપયોગી પ્રભુ પ્રાર્થના આ પ્રમાણે છે.

### શિખરિણી.

કૃપાળુ નેતા હે ! કર ગ્રહીજ દોરો ગૃહ ભણી;  
પ્રતાપી જ્યોતિ હે ! તવ દ્યુતિથી દોરો ગૃહ ભણી;  
ભૂલી પંથો મ્હારા, ગૃહથી ભટકું હું દૂર અતી;  
બતાવી માર્ગોને, સરલ કરી ઘો પંથ બળથી. ૧

ન પ્રાર્થું જોવા હું, પ્રભુ ! તવ પ્રભાથી દૂર સ્થળ,  
અભિલાષા તેથી, સમિપ સ્થળની છે જ ઉચિત;

વિભુવિશ્વાસેથી, નિયમિત ક્રમોને અનુસરૂં;
મનાયેલા માર્ગે, સહન કરી શાન્તિ ધરી ર્‌હડું. ૨
ઘણા ભક્તો તાર્યા, તવ દ્યુતિતણા તેજ થકી ત્‍હેં;
ઘણાને દોર્યા છે, અતિ પ્રખલિતા તેજ દીપતે;
પ્રભુ એ દ્યુતિનું, પરમ સુખ દ્યો દોરીજ મ્હને;
અને એ કાન્તિના, શરણથી બતાવોજ ગૃહને.

માતાના વિયોગથી વૈરાગ્ય તો હતોજ તેમાં જ્ઞાન ભક્તિ-પૂર્વનાં-વધુ પ્રકટવાથી આશા જ આ ઉઠી. ગીતાજીમાં છેવટ ગુહ્યતરનીએ પછી ગુહ્યતમમાં **मामेकं शरणंव्रज** છે તેનો ઉપયોગ તેણીએ તુરતજ કર્યો તે માટે તે ગ્રંથના અંતેજ પુરાવો—

## વિજ્ઞપ્તિ.

ગરબી અલબેલીરે અંબે માત—એ રાગ.

### વિભુ ! મુજ કર સાહો.

તુજ શરણે આવું તાત ! વિભુ મુજકર સાહો.
ભમું અંધકારની માંહ્ય, કર ઝાલી કાઢો.
સઘળી વસ્તુ જાણી ત્‍હારી, અહંકારને ત્યાગુંરે;
ઇચ્છિત ત્‍હારૂં કરવા ચાહું, ગણું સદા એ વ્હાલું.
વિભુ મુજકર સાહો.
અતિવિષમ લાગે એ પંથો, અથવા લાગે શાંતરે;
માત્ર ત્‍હારૂં અવલંબન ધારી, ગ્રહું સત્યને નાથ. ,,
હોય કદાપિ શક્તિ તોપણ, ધાર્યું ન કરવા ચાહુંરે;
યોગ્ય પ્રભુ મુજ હિતના માર્ગો, દર્શાવો તે ગ્રાહું. ,,

કેવળ ત્હારા ભુવનની ઇચ્છા, કરી છે વ્હાલા તાતરે;
તે સ્થાને પ્હોંચે તે માર્ગે ચ્હડાવી દ્યો હે બાપ ! „
ભટકું પૂરા અંધકારમાં, અતિ ભયથી વીંટાઇરે;
પિતા મુક્ત કરો ત્હેમાંથી, સત્ય પંથ પરખાવી. „
ત્હારા સુખ આનંદ તણું હું, મધુરામૃત ઇચ્છું છુંરે;
પાન કરાવો તાતજી ત્હેનું, રંક થઇ વિનવું છું. „
એ વિના માગું નવ કાંઈ, ઉચિત શ્રેય તું કરજેરે;
તુજ ઇચ્છિત સ્થાને ઇચ્છિત, વ્હાલાઓ વચ્ચે ધરજે. „

તે જે કરતી તે સાચા મનથીજ ને તેથી તે પ્રાર્થના ફલિત કરવા તેના સદનમાં શ્રીનિવાસ તો કયારનાએ પધાર્યા હતા; પણ જેમ તેણીનાજ શબ્દોમાં ‘ગીતાજી ભણ્યા ગણ્યા પહેલાં તેણીની અવતારમાં શ્રદ્ધા નહોતી, તેમ તે પછી પણ તુરત અર્ચાના પરચાથી સુરતીમાં પુરતી પ્રીતિને પ્રતિતિ પણ નહોતી થઈ. મ્હારા દ્વારા વેદાન્તાર્થ ગ્રહણ કરવાથી ચિત્ત શાન્તિ થઇને પ્રભુ શ્રીહરિ વિશેની ભ્રાન્તિ ગઇ તેથી—જે મને પ્રિય હોય તે કરવા તે સદા આતુરજ રહેતી ને તે ચતુરાએ કળી લીધું પણ હતું કે મને વ્હાલામાં વ્હાલું મ્હારા વેંકટનાથનું—આરાધન હતું. તેથી તેણી તેની સેવા સામગ્રીયોની “આજ ઔર કાલ ઔર દિનપ્રતિ ઔર ઔર” તેમ સુગંધી વિવિધ કુસુમો, સુગંધીયો, નૈવેદ્યો આદિથી સેવા કરે જતી. દીપોત્સવીના ઉત્સવપર તો રાંગુળીયો રોશની કુંજો આદી નાંના પ્રકાર સેવા અને અનકોટ જેવા ઉત્સાહ પૂર્વક ભોજનો કરવાથી મને લાગ્યું કે હવે તેણીપર વેંકટેશની કૃપા વધવીજ જોઇએ. સેવા

ફલિત થવીજ જોઇએ તેમાં પણ તેણીનો ભાવ "પ્રાણ થકી મને વૈષ્ણવ વ્હાલા" એ ન્યાયથી ભગવતસેવા કરતાં ભાગવતસેવા પર વધુ હતો; ને તેને અનુમોદન કરતું વચન પણ છે કે—

आराधनानां सर्वेषां विष्णोराराधनं परम्
तस्मात्परतरं मन्ये तदीयाराधनं परम्

સર્વ આરાધનોમાં વિષ્ણુનું આરાધન મ્હોટું છે પણ તેથી પણ મ્હોટું આરાધન, જે તેનાં છે તેમનું છે, તે તેણીયે તો તેવાજ ભાવે કર્યું ને તે તેવુંજ સદ્ય ફળ્યું તેનું કારણ शुचीनां श्रीमतां गेहे योग भ्रष्टोभिजायते શુચીને શ્રી-મંતના ઘરમાં તે યોગભ્રષ્ટે જન્મ લીધેલ હતો. તેથી જેમ વેદાંત પઠન પાઠન પણ નિમિત્તજ–સવિધિ એકવાર થવું જોઇએ તેટલું થતાંજ ફલિત થયું, તેમ આ ભગવત્ ભાગવતસેવન પણ નિમિત્તરૂપ બનતાંજ અધિક ફલિત થયું. વેંકટેશજી તે કોણ, કયાં મૂળ, ને શા માટે, શું પ્રમાણ ને શું ફળ, એ પ્રશ્નોતર ચાલ્યા તેમ "मामेकं शरणं व्रजं" मामेव ये प्रपद्यंते मायामेतां तरंतिते" મ્હારે એક ને શરણે જા, મ્હારેજ શરણે આવે છે તે મ્હારી માયાને તરી જાય છે." તે કયાં શરણ વરણ કરવું ને શી રીતે ! તે શાસ્ત્રાધાર ને શિષ્ટાચારથી સમજવા માંડયું. ખરૂં તો अनेक जन्म संसिद्धि તે તેણીમાં હતીજ ततोयांति परांगतिम् એટલે તેથી પરમગતિને પમાય છે–જ, તેમ તેણી શ્રુતી પ્રમાણે જગદાત્મા–વિશ્વાત્મા—

**नायमात्मा प्रवचनेन लभ्योनमेधया न बहुना श्रुतेन**
**यमे वैष वृणुते तेन लभ्य स्तस्यैषात्मा विवृणते तनुस्वाम्**

" આ આત્મા પ્રવચનવડે નથી મેળવી શકાતો, ન મેધાવડે; ન બહુ શ્રુતવડે; જેને એ વરે છે તેજ તેને મેળવી શકે છે તેને એ આત્મા પોતાનું તનુ વીસ્તારે છે " એટલે કે તે પ્રભુ જેનાપર રીઝે તેનેજ તેનો વિશેષ અનુભવ થાય છે. એ રીઝવામાં કારણ અમારી ઇચ્છા છે, પોતેજ કહ્યું છે " **यो यथा मां प्रपद्यन्ते स्तांस्तथैव भजाम्यहम** " જે મને જે રીતે ભજે છે તેને હું તે રીતેજ ભજું છું. એટલે વેંકટેશન સેવનથી વેંકટેશજ રીઝે ને પોતાનો અધિક અનુભવ **विवृणुते तनुस्वाम्** એ શ્રુતિ પ્રમાણે જ્યાં પોતે નિત્ય દીવ્ય અનુભવ આપવાજ પૃથ્વીપર–ગીરીપર–પ્રકટ રહ્યા છે ત્યાં આપે એજ યથાર્થ છે. ભાવનો દાવો સહુ કરે છે પણ ફળે તેનો ખરો ઠરે. દેવીએ શ્રીભાષ્યના મંગળાચરણથીજ વિચારી, જાણીને માની લીધું હતું કે ખરૂં હૃદય ખોલનાર શ્રીનિવાસ છે ને તે ગીરીવાસી, કારણ સંપ્રદાયીક ઇતિહાસથી તેણી સમજી હતી કે જે શ્રીરામાનુજસ્વામીના લેખને વિચારો પર તેણી લુબ્ધ થઇ છે, તેમણે પોતાના જ્ઞાનપ્રેમપદ ઇષ્ટદેવ તેમને ગણી ત્યાંજ તેમની આ શ્લોકમાંજ પ્રાર્થના ને તે આ પ્રમાણે કરી હતી.

**अखिल भूवन जन्म स्थेम भंगादि लीले**
**विविध विनित भूत व्रात रक्षैक दीक्षे**

**श्रुति शिरसिविदीप्ते ब्रह्मणि श्रीनिवासे**
**भवतु ममपरस्मिन्सेमुषीभक्तिरुपा**

શ્રીનિવાસ એ વેંકટેશજીનું ખાસ નામ છે. વેંકટગીરીના ઇશ માટે વેંકટેશ તો કહેવાય છે. એ શ્રીનિવાસ કોણ છે? સમસ્ત ભુવનોને કરવાં, નીભાવવાં, ને સંહારવાં એ જેની લીલા છે એવા મ્હોટા પરમેશ્વરજ, તે પાછા વિવિધ વિનિત થનાર પ્રાણીયોના રક્ષણ કરવાની દિશાવાળા છે એટલે તેનું શરણવરણ ગમે તે રીતે ગમે તે કરે તેના સહાયક રક્ષક બનેજ હેવા ઊદાર છે એમ શાથી જાણ્યું ? શ્રુતિના શીરોભાગ વેદાંતથી. તેજ પરબ્રહ્મ શ્રીનિવાસ છે ને તેમાં મ્હારૂં ભક્તિરૂપજ્ઞાન થાઓ. " **महाजनो पेनगत; सपंथाः** " દેવીએ પણ એજ ચાહ્યુ કે એજ ગીરીપર એજ પ્રકટ પરબ્રહ્મ પાસે પહોંચી એજ માગવું કારણ તે બીજી કડીથી સમજી ચૂકી હતી કે સર્વાધિકારની વાત છેજ. ગીતાજીમાં **आर्ती** ને **अर्थी** ને પણ **उदारा सर्वमेवैते** કરીને ઊદાર કહ્યા છે પછી જે તેને માટેજ તેને ચાહે તે જ્ઞાની માટે તો " **ज्ञानीत्वात्मैवमतम्** " " જ્ઞાનીને તો મેં આત્માજ માન્યા છે " એમ કહે તેમાં શું વિશેષ છે! કારણ પોતે ત્યાંજ જણાવ્યું છે કે **तेषांज्ञानी नित्ययुक्त एकभक्ति विंशिष्यते** એ બધામાં જ્ઞાની નિત્યયુક્ત ને એક ભક્તિમાન હોવાથી બીજા કરતાં વિશેષ છે " સુમતિ પ્રભુમાંજ નિત્યયુક્ત હતી ને તેની ભક્તિ પણ પ્રભુ માટેજ પ્રભુમાં હતી ને તેથીજ

તેણી તેના દર્શન કરવાને ઉત્સુક થઈ તે તેવા ભાવપૂર્વક, "અનન્ય ભાવથી." તે પ્રભુ પોતે પણ કહે છે **प्रियोहि ज्ञानीनोत्यर्थ महं सच्च ममप्रियः** જ્ઞાનીને હું અત્યંત પ્રિય છું એટલે તે પણ મને તેવાજ પ્રિય છે ને તેથી પ્રભુ તેણીને પ્રત્યક્ષ દર્શન દેવાને યોગ કેમ કર્યા વિના રહે ! "**सर्वस्य वशी सर्वस्ये शानः**" જે સર્વનો નિયંતા છે તેના વશમાં સર્વ છે **इशस्य हिवशे लोके जोषा दारुमयी यथा** જેમ લાકડાની પુતળીની પેઠે ઈશને વશ લોકો છે; એટલે તેણે તુરત તજવીજ કીધી.

મદ્રાસમાં તે સાલ કોંગ્રેસ ભરાવાની હતી, વડીલ પધારવાનાજ હતા. સાચી સૌભાગ્યવતી સુમતિના પ્રભાવે વેંકટેશજીનો વૈભવ સૌભાગ્ય મહાલયમાં વિખ્યાત થઈ ચૂક્યો હતો ને તેથી જે દર્શન કરવા આતુર થયાંજ હતાં તેટલાંને તુરત યોગ આવ્યો. મંડળી સજ્જ થઈ, અમે સૌ સાથે સોડમાં, કારણ અમારે પણ દક્ષિણ શ્રી રંગજી વૈકુંઠોત્સવ કરવા જવુંજ હતું ને વેંકટેશજી તો મદ્રાસના પણ માર્ગમાંજ છે. મંડળી આખી છેક રામેશ્વર સુધી કુશળે ગઈ, યાત્રાઓ મનમાની થઇ. જોયું ને જણાયું કે હજારો યાત્રીઓ ત્યાં સુધી જઇ આવે છે. દ્વારકાં જઈ આવે પણ દ્વારકાને ઘેર લઇ આવે કે **अठेहिद्वारका** એવા દુર્લભ છે. ખુદ ભગવાન કહે છે—

**मनुष्याणां सहस्रेषु कश्चि द्यतति सिद्धये**
**यततामपि सिद्धानां कश्चिन्मां वेत्ति तत्वतः**

હજારો માણસોમાં કોઇકજ સિદ્ધિને સારૂ યત્ન કરે છે ને તેવા યત્ન કરનારાઓ હજારોમાંથી પણ કોઈકજ મને તત્વે કરીને જાણે છે આ સંસારયાત્રામાં અનાદિથી ભટકતા અસંખ્ય ચેતનોમાંથી–હજારોમાંથી–કેટલા થોડા એવા ભાવથી યાત્રાએ જાય છે કે પ્રભુની સાક્ષાત અમે શરણાગતિ કરીએ ને તેવી કૃપાના લોભથી હજારો જનારામાં પણ સાક્ષાત અનુભવ કેટલાને થાય છે! **तमव शरणं गच्छ सर्व भावेन भारत** એ સાંભળ્યું ગ્રહણ કર્યું ને સર્વ ભાવથી યોગ્ય સ્થાને યોગ્ય રીતે તેનાં શરણાંગત બને તોપણ **तत्प्रसादा त्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम्** તેના પ્રસાદથી પરમ શાંતીનું શાશ્વતસ્થાન પામે છે એવાં કેટલાં! શ્રુતિ તો સાખ પુરે છે કે ત્યાં કોણ જોવા જાય પણ અહીંજ

**यदा सर्वे प्रमुच्यन्ते कामा यस्यहृदि स्थिता**
**अथ मर्त्य ममृतं भवत्यत्र ब्रह्म समश्नुते**

જ્યારે એના હૃદયમાં રહેલ કામનાઓ બધી છુટી જાય છે ત્યારે માણસ અમર થાય છે ને અહીંજ બ્રહ્મનો અનુભવ તે કરે છે સુમતિએ યાત્રા શાસારૂ કરી ને તેમાં તેણીને શું અનુભવ થયો એ વાત કાંઇ છાની રહી નથી તે નિત્યનોંધપોથીમાં લખતીજ હતી જે પાછળથી તેણીના શબ્દોમાં તેના "વ્હાલ સોયા પિતાની" ઇચ્છાથી પ્રસિદ્ધિમાં આવી છે ને તે જેમની તેમજ તેમનીજ આજ્ઞાથી છપાઈ બહાર પડી છે એટલે અમે તે સત્યવતીની સુતા સત્યવા-

દીના લેખમાંથી આ પ્રસંગને ઉચિત ઊતારા ટાંકીએ.

" તા. ૨૧—૧૧—૧૯૦૯ વાર શનિ " પ્રથમ વાક્યજ શું છે !

"મહાન્ કૃપાળુ સર્વેશ્વરની કૃપાથી હમારે દક્ષિણ યાત્રાએ જવું નક્કી થયું માણસે ઈચ્છા કરી હોય ને તે પ્રભુની સહાયથી પૂર્ણ થાય તો તેથી થતી ખુશી કેવા પ્રકારની થાય છે તે ત્હેના અનુભવીજ જાણે છે."

ગીતાજીમાં ભગવાને કહ્યું છે કે **द्वौ भूतो सर्गौ लोकेस्मिन्देवो आसुरमेवच** જાતમાં બે જગતના લોક ઉપજેલ છે દૈવી ને આસુરી તેમાં પોતાનીજ પોતે પરીક્ષા કરી શકે છે કે તે કયા વર્ગમાં છે. કારણ ત્યાંજ તેમનાં લક્ષણ બતાવ્યાં છે **जगदाहुरानिश्वरम्** " જગત્નો ઈશ્વર નથી " એમ અસુર પ્રકૃતિવાળા કહે છે તેમને એમજ લાગ્યા કરવાનું ! અમારે માથે સર્વેશ્વર છે એ દૃઢ તેમને થવાનુંજ નહીં. તેમ શ્રુતિના શબ્દોમાં **अस्ति ब्रह्मोतिवेद चेत् संतमेनंततोविदु** બ્રહ્મ છે એમ જાણે માને તેને સંત કરીને તેના જ્ઞાતાઓ કહે છે." આ બાળા દૈવીસંપતિવાળી જન્મથીજ હતી. કારણ ભગવાનનાજ શબ્દોમાં દેહધારીને સ્વભાવ **त्रिविधा भवति श्रद्धा देहिनां सास्वभावजा** સાથેજ ત્રણ પ્રકારની શ્રદ્ધા **सात्विकी राजसी चैव तामसी** ચૈતિના ત્રણ ઉપજે છે કોઈને સાત્વિકી, કોઈને રાજસી ને કોઈને તામસી. " **गुण कर्म विभावशः**" પૂર્વજન્મના કર્મ પ્રમાણે આ ગુણના વિભાગ પડે છે. તે પછી ગુણ પ્રમાણે શ્રદ્ધા ઈચ્છા, કર્મ એમ પર-

પરા ચાલે છે. સાચે સાચ વધે છે જો તામસી હોય તો સર્વાર્થાન્ વિપરીતાંશ્ચ સર્વ અર્થ વિપરીતજ લાગે. અવતાર શું ને અર્ચા શું, યાત્રા શું ને સેવન કેવું ! એ બધું "હંબગ"જ, માને, ને જો રાજસી હોય તો " अयथावत् प्रजानाति " કાંકને બદલે કાંક સમજે, રૂષી મુની ને આચાર્ય શિષ્ટોએ આમ કહ્યું છે પણ બરાબર તો તેમજ છે હેવું ડોઢ ડહાપણ ગમે, પણ તેણીને તો પૂર્વના વ્યાસ વાલ્મીક પરાશર, નારદના વચનાનુસારી શ્રીરામાનુજ સ્વામી ને વેદાંત દેશીકની વાણીજ ગમી, તેમની કૃતિજ પસંદ પડી, એમનીજ અનુયાયી થવાની રૂચી સુદ્રઢ થઈ; તે અમલમાં આણી, એટલે તેણી એ વર્ગનીજ હતી એમ પછી કહેવુંજ ક્યાં રહ્યું ! તેણીયે તો કરીજ બતાવ્યું. ભગવાન તો पत्रंपुष्पं फलंतोयं પ્રીતિથી ગ્રહણ કરૂં છું એમ કહે છે ને આ દેશમાં શું, બહુ દેશમાં ગીતાજી વંચાયને વખણાય છે પણ તેમ કહેનારને પ્રસન્ન કરવાને તેવું આચરણ देवद्वीज गुरुर्यज्ञ पूजन એવું शारीरतप કરે છે કોણ ? પરમ સાત્વીકોજ તેવો લાભ લઈ શકે; તે આ દેવીએ કેવા ભાવથી કેવી રીતે લીધો તે જુઓ. તેણીનાજ શબ્દોમાં.

તીરૂપતિ તા. ૨૫–૧૧–૦૮.

" શ્રીરામસ્વામીજીના મંદિરમાં દર્શન કરવા ગયા." પ્રભુએ પ્રથમ પગલેજ વિધી પળાવી લીધી એટલે " રથે બેશીને તીર્થ ન કરીએ " તેમ તે દીન બાળાની શક્તિઅનુસાર તેણી લખે છે તેમ " હમે સર્વે ત્યાં ચાલતાં ગયાં."

ત્યાં શા માટે જવું ? ત્યાંજ હીંદુ ધર્મ ને તેના અનુષ્ટાનનો ખ્યાલ આવે છે. માણસોના ઘર હવેલીયોના કરતાં "પ્રભુનાં ધામ" દીવ્ય લોકમાં "નિત્ય ધામ" જૂદા પ્રકારના છે એમ શાસ્ત્રોમાં વર્ણવેલ છે. અમે આ દેશમાં ચણાવીયે છીએ તેવાં મંદીરો નહીં; લેખનાજ શબ્દોમાં" ગુજરાત કાઠીયાવાડના મંદિરો કરતાં આ સર્વ બહુજ જૂદા પ્રકારનું છે. પ્રથમ દાખલ થવાના દરવાજાને "ગોપુર" કહે છે. મ્હોટો દરવાજો ને એકપર એક મેડીયો ને તે અકેક ન્હાની થતાં ટોચ ઉપરની સૌથી સાંકડી મેડી હોય છે. કોઈ ગોપુરને સાત મેડી કોઇને પાંચ અને કોઇને નવ હોય છે. બે બાજુ મેડીમાં બારીઓ રાખે છે ને ત્યાં રાતને વખતે દીવા મુકે છે તે વખતે ગોપુરનો દેખાવ બહુ સુંદર લાગે છે" આટલો નમુનો દેવના દીવ્ય ધામ માટે બસ છે. તે સ્થાનો મનુષ્યે, કલ્પના પ્રમાણે નથી બનાવ્યાં પણ પ્રભુનાં દીવ્ય ધામ નીરખીને આ પૃથ્વીપર આવેલા અવતરેલા દેવરૂષી પાર્ષદે વૈકુંઠના નમુના પ્રમાણે બંધાવેલાં ને તેથી તે 'દીવ્યદેશ' અને કેટલાંક ખાસ તો ભૂવૈકુંઠ જ કહેવાય છે. તે માટે શાસ્ત્રમાં પુરાણ ઇતિહાસ સાત્વિક તંત્ર સંહિતાઓમાં અનેક આધાર છે બલ્કે તેમાં તેમના અનેક પ્રકાર ને વિસ્તાર છે. એટલે અમારૂ નિત્ય ધામ—જ્યાં જવું ધાર્યુ છે, **परंशांतिस्थानं साश्वतम्; तद्विष्णोः परमंपदं; सदा पश्यंति सूरयः "यत्र पूर्वे साध्वाः संतिदेवाः** આદિ સ્મૃતિ શ્રુતીયોના વચનાનુસાર કહી **सहस्र स्थूणे मंडपे** આદી સુપ્રકાર તૈયાર અમને ખરેખર ખ્યાલ આવવા અ-

હીંજ " એ ભગવાન એના એ. "–એજ ઠાઠ ઠરાવ્યો છે. ન જોયું હોય તેનું ધ્યાન કેવું કરવું ! જે કોઈ પણ અંશે ન જોયું અનુભવ્યું હોય તેનું મન કેમ કરવું ! તે કેમ હુલસે ! બલ્કે શ્રુતિનો નિર્ણય છે કે यथा क्रतु रस्मिन् लोके भवति तथेतः प्रतिभवति જે જેવું અહીં કરનારો થાય છે તેને તેવું પછી પ્રાપ્ત થાય છે. વેદાંત પ્રક્રિયામાં તેને " યથાક્રતુ " ન્યાય કહે છે. ગીતાજીમાં ભગવાને

यांतिदेवव्रतान्देवान्पीतृन्यांति पितृव्रता

भूतानि यांति भूतेज्या यांतिमद्याजिनोहिमाम्

દેવના પુજારી, પીતૃના વૃતવાળા, ભૂતોના ઉપાસકથી પોતાના યાજક જૂદા કહ્યા છે. તેમના માટે तामस राजस सात्विक એવા શાસ્ત્રમાંજ કીર્યાં કર્મ અધિકારી ફળમાં ભેદ છે ને તેના આચરનારા ને તેના ઇતિહાસો પણ પૂરાણમાં છે બલ્કે અદ્યાપિ તેવી તેવી વૃત્તિવાળા ત્યાં ત્યાં જઇ તેવી તેવી સેવા, તેવી તેવી પ્રાપ્તીની ઇચ્છાથી, આખા આર્યાવર્તમા કરે છે તે તે દેવનાં એકથી વધુ સ્થાન પણ છે તેમજ સર્વેશ્વરના શ્રીમન્નારાયણના પણ છે તે તો સર્વ ધર્મ વાળાને માન્ય–" ध्येयं श्रीपतिरुपमजस्त्रं " વારંવાર શ્રીપતિના રૂપનું ધ્યાન કરવું ને "सकृदपि" આદિ વચનથી એકવાર પણ મુરારીનું અર્ચન કરે તેની યમ કેમ ચર્ચા કરે " એમ શ્રી શંકરાચારી મહારાજ પણ નિર્ણય આપે છે બલ્કે પોતાની ગાદીયો તેવાજ ધામમાં તે સેવન સારૂજ વંશ-પરંપરાને પાવન કરવા સ્થાપી છે. અમારૂ તો કર્તવ્યજ

છેવટ એ ઠરે છે અમે વૈષ્ણવ થયા પછી ગાયું છે કે:
अब ओर हमे क्या चाहिये.

श्री मन्नारायण महाराजा पटराणी श्री माइ है अब ओर
दिव्य देश सब बडी कचेरी "थाने" मदीर मांहि है ,,
चित चाहेसो सेब करे अनु सब परवानगी पाई है ,,

પણ તે ગમે કોને ! चतुर्विधा भंजतेमां जनासुकृतिनोर्जुन " ભગવાનના શબ્દોમાં જે સુકૃતીવાળા જન છે તે ચાર પ્રકારે મને ભજે છે " શ્રી હરીની સેવા રૂચવીએ આત્મોન્નતીમાં છેલ્લો ક્રમ છે એ ઉપાયજ પછી ફળરૂપ થઇ જાય છે એ શ્રમજ સ્વાદુ બને છે. એ અર્ચામાંજ પરચાથી પર બ્રહ્માનંદાનુભવ પ્રાપ્ત થાય છે.

जन्मातर सहस्रेषु तपो ध्यान समाधीभिः
नराणां क्षीणपापानां कृष्णभक्ति प्रजायते

પણ તે તપ ધ્યાન સમાધીયો કરતાં હજારો જન્મ જાય છે ને તેથી નરોના પાપો ક્ષીણ થાય ત્યારે કૃષ્ણમાં ભક્તિ ઉપન્ન થાય છે તે પણ આર્તી અર્થીની જુદી ને ભગવાનના શબ્દોમાં.

येषां त्वंतगतं पापं जनानां पुण्यं कर्मणाम्
ते द्वंद्व मोह निर्मुक्तो भजंतेमां द्रढव्रताः

જે પુણ્યકર્મ કરનારાઓનાં છેક પાપો ગયાં છે તે-

જનો દ્વંદ્વ મોહથી નિર્મુક્ત થઇને દ્રઢ વૃતવાળા થઈ મને સેવે છે." આ વચનો સર્વેશ્વરના છે સર્વ માન્ય ગીતાજીમાં છે. પણ દયારામભાઈના શબ્દોમાં.

" સાકરખોરનું સાકર જીવન ખરના પ્રાણજ હરે
ખારા જળનું મચ્છ હોય તે મીઠા જળમાં મરે
" પ્રેમરસ તેના ઊરમાં ઠરે જે કોઇ પ્રેમી અંશ અવતરે."

તેમ અહીં જુવો કયાંથી કયાં આવી પહોચેલી દેવી આ મંદીરોનો ને તેમાંના દેવનો કેવો અનુભવ કરે છે!

" ત્યાંથી દાખલ થયા ને હમે એક મ્હોટા પથ્થરે બાંધેલ ચોગાનમાં પેઠાં. એની વચ્ચોવચ્ચ એક ઊંચો સુવર્ણનો ધ્વજસ્તંભ છે" ઊત્તરમાં શ્રી વૃંદાવનમાં હજારો મંદીરો કહેવાય છે તેમાં એકજ મંદીર એવું છે જેને દીવ્ય દેશ દીવ્ય ધામ" શાસ્ત્ર પ્રમાણે " દેવ મંદીર " સપ્રમાણ બેખટક કહી શકીયે તે તેની આટલી વિશેષતાથી ખાસ પ્રસિદ્ધિમાં આવી ગયું છે કે ત્યાં જઇ આવેલા લોકો અમને કહે છે " અમે ત્હમારૂં મંદીર જોયું હતું સોનાના થાંભલાવાળું છે તેજને!" તે અમારૂં મંદીર આ લેખ લખનાર દેવીને તે કેવું લાગ્યું?—તેના શબ્દો તેનું મન પરખાવે છે—

" પેસતાંજ મંદીરની ભવ્યતા અને ગંભીરતા મનપર બહુ અસર કરે છે" શ્યામવર્ણની શ્રીરામ સ્વામીજી જાનકીજી અને લક્ષ્મણજીની ભવ્ય છ ફીટ ઊચી મૂર્તીઓ છે" વેદાંતીમાં શ્રી રામાનુજ—ના ટીકાવાળા વેદાંતવડે જે-

ણીના આત્માની ઊન્નતી થવા માંડી તેને પ્રથમ રામ અને અનુજ અથવા લક્ષ્મણ સાથે તેના દ્વારાજ રામ દેખાય ને તેમની સામે શ્રી સંપ્રદાયીને શ્રીજી જાનકીજી નીરખાય એ યોગ્ય છે શ્રવણ મનન નિદિધ્યાસન સફળ થયું ને દર્શન થયાં, સાક્ષાતકાર થયો.

" પ્રથમ હમને કર્પૂર આરતીથી દર્શન કરાવ્યાં મંદીરમાં ચળ અને અચળ બે જાતની મૂર્તીઓ રાખે છે. ચળ મૂર્તી ધાતુની સુમારે ડોઢ ફીટ ઊંચી હોય છે અને ત્હેમને ઊત્સવની સ્વારીઓ આદિમાં મંદીરની બ્હાર લઇ જવામાં આવે છે "

ભગવાન સૌના છે વૈદીક ક્રમ–શાસ્ત્રમર્યાદા જળવાય ને અધિકારી વિશેષે લાભ લઇ શકે તે માટે અચળ, ને સ્ત્રી વૈષ્ય શૂદ્રાદિ સર્વે લાભ લઇ શકે તે સારૂ ચળ વિગ્રહ છે. બીજી રીતે ખરા ભાવિક જે ન્હાઇ સ્વચ્છ થઇ પ્રીતિથી ભેટ લઇ ચાલીને પ્રભુ પાસે જાય તેમને માટે અચળ, ને જે આળસુ ઘેર બેઠે પ્રભુ આંગણે આવે તો દર્શન કરીયે એમ ચાહનાર હોય તેમના સારૂ ચળ એ રીતે સૌની સમાન ફિકર રાખનારા गतिर्भर्ता प्रभुःसाक्षी निवासःशरणं सुहृत् " એવા શ્રીપતિ છે એમ જે શ્રુતી સ્મૃતી કહે છે તે આથી અનુભવમાં આવે છે. ઊત્સવમૂર્તી પોતાનાં દર્શન પોતે પોતાથી પોતાના પૂર વૈભવ સાથે ભભકાનાં ભોગીઓને ચિત્તાકર્ષક ણની પતિતો ને પાવન કરવા, સંસારમાં લાગેલાના પણ મન વશ કરવા વિથીઓ મ્હોલ્લાઓમાં વારંવાર પધારીને ઉપરનું વચન સિદ્ધ કરે છે; એ સંબંધો સ્થાપિત કરે છે.

દેવી તો ઊત્તમ અધિકારી માંહેની હતી એટલે અચળ સાથે ચળની પણ સેવા કરી શકી તેના ફળમાં તે લખે છે.

"આરતી પૂરી થઈ એટલે હમને તીર્થ આપ્યું" "વિશ્નુપાદોદકી" માટે માતગંગ કહેવાય છે એજ સાથી શ્રેષ્ટ "તીર્થ" શ્રીપાદ સ્પર્શ પ્રતાપે સર્વ માન્ય છે ને જેનો ચાંડાળને શબો પણ લાભ લઈ શકે છે તે તો માત્ર પાદસ્પર્શતિ જળ, ને આતો દેવીના શબ્દોમાં "ભગવાનને ન્હવડાવે તે વખતનું થોડું જળ એક વાસણમાં ભરી રાખે છે ને તે સર્વ કોઇને આપવાનો ધારો છે" અર્ચામા અર્ચનથી જે દીવ્યતા આવે છે તેનો "ઓરા" ઊતમ પ્રવાહ આ પવિત્ર જળમાં પવિત્ર વસ્તુઓ સાથે પ્રવેશ કરે છે. ને જો તે ખરે સ્થાને ખરી શ્રદ્ધાથી ખરી વિધિ પ્રમાણે તેયાર થાય તો તેનું મહાત્મ્ય–

अकाल मृत्यु हरणं सर्व व्याधी विनाशनम्
विष्नु पादोदकं पित्वा शिरसा धारयाम्यहम्

આ પ્રમાણે છે શીષ્ટો આ મંત્ર ભણી તેને તેવુંજ ગણી તે પાન કરી શીર્ષ ધારણ કરે છે "જટામાં બીરાજે ગંગ" ત્યાં સુધી પ્રત્યક્ષ વાત છે. દેવી લખે છે "પાણીમાં સુગંધી સારી હોય છે તેથી હોંશથી પીવું ગમે છે તીર્થ આપ્યા પછી ભગવાનની ચર્ણપાદુકા શઠકોપ ( પરિશિષ્ટ ૨ માં વધુ હકીકત છે ) તે સર્વના મસ્તકપર મુકવામાં આવે છે હમે બધાંએ માથાં ખુલ્લાં કરી નાંખ્યાં ને પાદુકા મસ્તકે ચઢાવી" પ્રભુની પાદુકા શીરછત્ર ધરે ત્યાં

પટાંતર કોણ સહે ! સૌ પગે લાગીયે છીયે એમ બોલે છે પણ ખરા પગે કોણ લાગી સકે છે ! અહી તે પૂર્ણ અનુભવ થાય છે તે વેળા શિષ્ટો धन्योस्मि कृतार्थोस्मि ” એમ બોલે છે ને માને છે. ધન્ય થયા પવિત્ર થયા એ-ટલે પ્રભુ સદ્ય સંપૂર્ણ ફળ નિજ સેવાનો આધિકાર ત્યાંજ આપેછે અપાવેછે. ને તે સેવા પણ પ્રધાન પદવીની એટલે કે રાજ્યચિન્હ છત્રચામર વ્યંજન કરવાની;“રૂકમીણી ઢોળે વાય” એમ સહુ ગાય તો છે પણ અહીં તો દેવી લખે છે “ત્યાર પછી એક મ્હોટો પંખો ધરે છે જેને સર્વ જણાંએ પકડયો ધીમે ધીમે એકાદ મીનીટ સુધી હલાવ્યો ’, કોને પંખો કરીયે છીયે ને તે કેવી મ્હોટી વાત છે એ શ્રી વૈશ્નવોજ ઠીક જાણે છે શ્રીનોજ અધિકાર શ્રી સંપ્રદાયવાળાને પ્રાપ્ત થાય તે પછી આવું કેમ ન ગાય કે–

“ આલી શ્રીના નાથ તે મ્હારાએ નાથ, કેવી વધા-મણીની વાતરે ”

પ્રભુ ઓર અમારી બરદાસી–આ સ્વલ્પ સેવાનુ સદ્ય ફળ પ્રસાદ–કૃપા આપે છે દેવીને તે મળ્યો “ પછી સર્વને ચંદન પ્રસાદી વગેરે વ્હેચવામાં આવ્યાં અને હમે મંદીરમાંથી બ્હાર નિકળ્યાં ” શું મળ્યું ! શું રળ્યાં ? રા-જ્ય દરબારને મ્હોટી વાત માનનારા એક પુલનો ગોટો ને એક પાન લઈ બ્હાર નિકળે છે તે શું રળે છે, તેને શું મળે છે ? જેને જેમાં ભાવ તે તેની મજા જાણી શકે, મા-ણી શકે; દેવી લખે છે કે—

"આવા ભવ્ય અને પવિત્ર દેવાલયો તેમજ માંહેના દેવનાં દર્શનથી માણસના મનમાં પવિત્ર ભાવ ઊત્પન્ન થાય એ સ્વભાવિક છે" ભલી બાઈ આપ સમાન જગત જાણે છે. બેશક દૈવી પ્રકૃતીવાળા સો માણસોને તો તેમજ લાગે.

શ્રીસંપ્રદાયમાં રામ સાથે અનુજની સેવા થઇ એટલે શ્રીપાસેજ જવું જોઇએ. ગુરૂ પરંપરામાં **श्रीयैनमः** પછી **श्रीधरायनमः** એમ નમનનો વિધી છે બહુજન બોલે પણ છે "પ્રથમ નમું ગુરૂદેવકો-(જાને) ગોવિંદ દીયે બતાય" તે શ્રી અમારી દેવીને-કયા કેવે સમયે મળી? તે પોતેજ વરણવે છે.

"રાતે નવ વાગે તિરૂપતિથી ત્રણ માઇલ દૂર શ્રી લક્ષ્મીજી-પદ્માવતીદેવી-નું મંદીર છે. જ્યાં ઊત્સવ ચાલતો હતો ત્યાં જવું ધાર્યું હતું" શ્રીરામ સાથે જાનકીજી દેખાયાં હતાં તેતો નટ સાથે નટીનું રૂપ; શ્રી પરાશર મુનીના શબ્દમાં

देवत्वं देवदेहत्वे मानुषत्वे च मानुषी
राघवे तु भवेत्सीता रुक्मीणी कृष्ण जन्मानि

પ્રભુ દેવ બને ત્યારે દેવી ને માણસ બને ત્યારે માનુષી, રાજા બને ત્યારે રાણીને શેઠ બને તો શેઠાણી એ નટરૂપને નટીરૂપ, નિત્યરૂપ તો બ્રહ્માના શબ્દોમાં એજ શ્રી રામ સ્વામી સારૂ વાલીકી રામાયણમાં આ પ્રમાણે છે **भवान्नारायणो देव श्रीमान् चक्रा युधः प्रभुः**" આપ નારા

ચણ દેવ શ્રીવાળા ને ચક્ર આયુધને ધરનારા છે એટલે જાનકીતે શ્રી, ને શ્રીરામ તે નારાયણ તેથી શ્રીનાને નારાયણના દર્શન થાય એ વિધિસર પુરૂ થયું ગણાય જેમ ગૃહ દેવ કરતાં ગ્રામ દેવ, તે કરતાં દેશદેવ, તેમ મનુષ્યના પુંજય કરતા દેવના પુજ્ય, ઉતરોતર દર્શનીય, પુજનીય ગણાય છે, ત્યારે તો ગૃહદેવતા વાળા મંદીરે ને મંદીરે જનારા પાછા યાત્રાએ જાય છે. તેમાં પણ શ્રી ને નારાયણથી પરિસીમા છે દેવીમાં શ્રી ને દેવમાં નારાયણ એજ અવધિ છે ને વેદાંત પ્રતિપાદીત સત્ય છે. **वेदेषु पौरुषं सुक्तं** તે પુરૂષ સુકતમાં નારાયણ જ પ્રતિ પાદ્ય છે. તેવુજ શ્રી સૂક્ત છે **पद्मानने पद्मरुपे पद्माक्षी पद्मसंभवे** તેજ વેદાત પ્રતિ પાદીત આ પદ્માવતી છે, ને તે નારાયણનીજ દીવ્યદેવી છે, એટલે નારાયણ વિના તો મળેજ નહી માટે નારાયણનાં દર્શન તો વચમાંજ થઈ ગયાં. તે કયા રૂપના ? એજ **शांताकारं भुजग शयनं पद्मनाभं सुरेशं** ” આદી **सर्व लोकीकनाथंनां.** એ દર્શન પણ પરિપૂર્ણ એ દેશમાંજ થઇ શકે છે. ગમે તે રૂપ આગળ લોક દર્શન કરતાં આ શ્લોક બોલે છે, પણ વાસ્તવિક એજ રૂપ; આગળ એ શ્લોક બોલવો, એ છબી ઉરમા ઉતારવી ને પછી ધ્યાનમાં સ્થિર કરવી, એજ ઊત્તમ ક્રમ છે તે તેણીને પ્રાપ્ત થયો શ્રી કોની ! **कःश्रिः श्रियः** તે પ્રથમ દેખાયા પ્રથમ તે માત્ર આસ્તિક સર્વેશ્વરનેજ માનનારી હતી તે પછીથી શ્રીસંપ્રદાયમાં આવી તેથી પછી તેણીને ખાસરૂપશ્રીનિવાસની ઓળખાણ થઈ. તેની આત્મોન્નતીમાં આ ક્રમ છે નેતેથી તેણી તે દીવ્ય દર્શન પણ એજ ક્રમમાં

થયા છે, એમ નિચેના તેણીના શબ્દોના વર્ણનથી સ્પષ્ટ થશે. આ ગોઠવણ કાંઈ અમે કરી નહોતી પણ દૈવયોગથી થઈજ ગઇ. તે એ ક્રમમાં કેમ થઇ ! તે વિષે મ્હેં મ્હારા વિચાર જણાવ્યા. હવે દેવીનો પોતાનો અનુભવ–એજ વાસ્તવિક છે, ધ્યાનમાં લેવા યોગ્ય છે.

"સાંઝે છ વાગે હમે ગાડીમાં બેસી શ્રી ગોવિંદરાજ ભગવાનનાં દર્શન કરવા ગયા" શ્રીશંકર સ્વામીએ પુકાર કરીને **भजगोविंदं** કહેલ છે તે ગોવિંદરાજનું વર્ણન દેવી આ પ્રમાણે કરે છે "એક મ્હોટા ઓરડામાં છએક વાર લાંબા શેષ ઉપર" **वंदे विश्नुं भवभयहरं; शांताकारं भूजग शयन** તેજ એ–સૂતેલા છે તેમનું વિગ્રહ પાંચેકવાર લાંબુ છે તેમના ચરણ પાસે શ્રી લક્ષ્મીજી પોતાના ખોળામાં ચરણો રાખી બેઠાં છે"–**लक्ष्मीकांतं**–"અને તેમને જમણે હાથે શ્રીભૂદેવી બેઠાં છે" આ બીજી દેવી પણ શ્રુતિપ્રતિપાદિત છે તે એજ પુરૂષ સૂક્તના ખાસ છેલ્લા મંત્રમાં **ह्रीश्चते लक्ष्मीश्च पानौ अहो रात्रे पार्श्वे**" આદી બોલે છે તેજ બે દેવી ભૂદેવી ને શ્રીદેવી; અર્થાત્ આ બધુ પૌરાણીક માત્ર નથી વેદ વેદાંત માનનારને તો સર્વથા માનનીય છે કારણ આ "**पद्मनाभ सुरशं**" ને માટે દેવી નજરે જોઈ લખે છે "ભગવાનની નાભીમાંથી કમળ નિકળે છે" જેને પ્રથમ વિશ્નુ પરમાત્મા કરીને લખ્યા છે તેને અહી ભગવાન વિશેષણ લગાડે છે એટલે જેમ "**नमोभगवते वासुदेवाय**" મંત્ર છે તેમ વિશ્નુ એજ ભગવાન એટલે–ષડૈશ્વર્ય સંપન છે. બ્રહ્મા વિશ્નુને મહેશ એક નથી પણ **यो ब्रह्माणं ।वद्-**

**धाति पूर्वं यो वै वेदांश्च प्रहिणोति** કરીને જેને બ્રહ્માના કર્તાને તેને વેદના પ્રદાતા કહે છે તે અહી પ્રત્યક્ષ દર્શન દે છે. એટલે સર્વેશ્વર, એક અદ્વિતીય, આદી કારણ, એજ ઠરે છે. વેદાંતીઓનું વેદાંત પ્રતિપાદિત પરમતત્વ; જગત-કર્તા બ્રહ્માનું કારણ, વેદાંતવેદ્ય, તે આજ **ध्येयं श्रीप्राप्तिरूपं** તે આનું એ રીતે સર્વ વેદાંતીઓવડે આત્માની ઉન્નતિને માટે સિદ્ધ પ્રસિદ્ધ ઈષ્ટદેવ, તે શ્રીમન્નારાયણજ છે. તેના દર્શનથી દેવીને શું અસર થઇ ! બીજી શી રીતે થાય ! તે લખે છે “ ખરેખર દર્શન બહુ ભવ્ય છે ” ખરેખર ભવ્યથી વધુ શુ લખે ! તે ખુલાસો કરે છે. “ નજરે જોયા વિના એની ખૂબી ખ્યાલમાં પણ આવતી નથી. ગુજરાત કાઠી-યાવાડમાં એવી જાતનાં દેવાલયો અથવા મૂર્તીઓ હોતી નથી તેથી કાંઇ ખ્યાલ પણ આવી શકે તેમ નથી ” પ્રથમ અનુભવનુંજ આ પરિણામ છે. સાક્ષાત શ્રીનિવાસ વેંકટ-ગીરી ઉપર બીરાજે છે તેનાં પાટરાણી પદ્માવતી પ્રતી હવે તેણી ખેંચાઇ ને તેથી તે વર્ણન અહીં શરૂ કરીએ. શ્રીદેવીની દાસી આ દેવી, ને દેવી ભણી ચાલી દીવ્ય પુત્રી; ખરી માતાને આજે પ્રથમજ અનુભવે છે; તેણીને શું ભાસે છે ?

“ મંડળમાં જેને ભોજન કરવાનું હતું તે આદિ કર્યા પછી હમે બધાં ” તીરચાનુર “ શ્રી લક્ષ્મીજીના ઉ-ત્સવમાં ગયાં ” લક્ષ્મીજીને ત્યાં જતાં લૌકીક રીતે પણ લક્ષ્મીજીની પૂરી કૃપાપાત્ર એ શ્રીમંત પિતાની ગર્ભશ્રીમંત પુત્રીનો સારો સત્કાર થયો એ કાંઈ વિશેષ નથી તેમ તે વિશેનું વર્ણન ત્યાંજ રહેવા દઈ તે દેવીના ઉત્સવની કથાથી

આરંભ કરીયે. એ ઉત્સવો પણ લૌકીક નહીં. અહીં તો લૌકીક દીવાળી હોળી તેજ દેવ ને તહેવાર, પરંતુ આતો વેદાંતીયોની પદ્ધતી તેથી બ્રહ્માના ઉત્સવ તેના નામે તેવાં ને તેની વિધિયો પણ વૈદીક—ખરી આત્મોન્નતી તેથીજ છે—

"દક્ષિણમાં ઘણેખરે સ્થળે બ્રહ્મોત્સવ થાય છે અને તે વર્ષમાં એક વાર થાય છે તે ઉત્સવ નવ દિવસ ચાલે છે ને દશમે દિવસે જેમ યજ્ઞની સમાપ્તિમાં થાય છે તેમ આ ઉત્સવની સમાપ્તિમાં પણ અવભૃથ સ્નાન થાય છે ઉત્સવમાં સ્હવાર સાંઝ બે વાર સ્વારી નિકળે છે અને તેમાં જૂદાં જૂદાં વાહનો ઉપર આસન ગણાય છે" ( આ વાહનો અલૌકીક ચંદ્ર સૂર્ય હંસ શાર્દુલ કલ્પવૃક્ષ શેષ ઇત્યાદી ) "પ્રભુ કૃપાથી અમારે શ્રી ગરૂડ વાહનની સ્વારી જોવાનો લાભ મળ્યો. સર્વ મંડળ મંદિરમાંથી આવ્યું અને સ્વારી ચ્હડયાના ખબર કહ્યા. એ સર્વ જોઇને બહુ ચકિત થયાં હતાં અને આનંદમાં હતાં. તેથી હમને પણ જોવાની ઇંતેજારી બહુ વધી. સ્વારી મંદિરમાંથી નિકળી દરેક મકાન પાસે ઊભી રહે છે. સર્વ મકાનોમાંથી શ્રીલક્ષ્મીજી સર્વની સેવા લેતાં લેતાં આગળ વધે છે ખાસ ઉત્સવો ઉપર લોકો આસપાસના ગામમાંથી પણ આવે છે અને સ્વારી જે રસ્તેથી જવાની હોય ત્યાં મ્હોટા મ્હોટા મંડપો બાંધી બહુ શણગારે છે. હમે મકાનમાંથી ઉતર્યાં અને સ્હામાં ચાલ્યાં ( એ પણ વિધી પ્રમાણે થઇ ) દરેક જાતની આતશબાજી સ્વારીની આગળ ફોડવામાં આવતી હતી, વેદ બોલતા ત્રીશેક બ્રાહ્મણો શ્રીલક્ષ્મીજીના વાહન આગળ ચાલતા હતા.

લક્ષ્મીનું વાહન બહુ મ્હોટું હતું તેમાં વચ્ચોવચ શ્રીગરૂડજી ઉપર શ્રી લક્ષ્મીએ સ્વારી કરી હતી ઘુંટણભર માણસ આકૃતિના સુવર્ણના ગરૂડજી બેઠેલા હતા અને તેમની પીઠ ઉપર શ્રીદેવી ત્હેમના હસ્તમાં ચરણો મુંકી બેઠેલાં હતાં. ગરૂડજીની બે પાંખો શ્રીદેવીની ઉપર આવી હતી. વાહન ઉપર આઠ જણ કોઈ પંખો તો કોઇ ચમ્મર એમજ રહી જૂદી જૂદી સેવા કરતા હતા. "

આ બધુ લખવામાં મ્હારા બે હેતુ છે. જાત્રા જવું તે યાત્રા લઇ આવવું, ને જે ન ગયા હોય કે ન જઈશકે તેમ હોય તેને સારૂ પ્રસાદી–યાદી–લાવવી. સુમતિના ઉપર આ પ્રસાદ થયો ને તે અહીં રહ્યો છે. વળી તે અમે તેની આધ્યાત્મિક ઊન્નતીનો હેતુભૂતે ગણીયે છીયે કારણ દેવના સાક્ષાતકારથી તમામ પાપ જાય છે બલકે શ્રુતિ તો કહે છે

भिद्यंते हृदयगंथी च्छीद्यंते सर्व संशयाः ।
क्षीयन्ते चास्य कर्माणिं तस्मिन् दृष्टे परावरे ॥

તે પરથી અવર છે તેનાં દર્શન થયે હૃદયગ્રથી ભેદાઈ જાય છે સર્વ સંશય છેદાઈ જાય છે ને સર્વ કર્મોનો ક્ષય થઇ જાય છે "दृष्टव्य" એજ વેદાંતનો ઘોષ અંત ઊદ્દેશ છે. ઉપાયની પરાકાષ્ટા છે પછી ફળજ છે. તેમાં માત્ર બ્રહ્મ નહી એમ બીજા પ્રમાણોને શિષ્ટાચારથી સુદ્રઢ થાય છે શ્રી-પત્તિનું રૂપ ધ્યેય છે એમ શ્રી શંકરાચારી મહારાજ શ્રીને લઇને પતિને ઓળખાવે છે એટલુંજ નહી પણ એક આ-પત્તિમાં પોતે સહાય માગી ત્યારે પણ લક્ષ્મી નૃસિંહને કહ્યું

અને **करावलंबन** આપો કારણ તેના યુક્તજ સદા નારાયણ છે. **भास्करेण प्रभायथा** એમજ શાસ્ત્ર વચન છે. ને તેથી અમે તો માનીયે છીયે. આ સ્વારીનું તેમાં પણ આ રૂપનું ધ્યાન સદા કરવું ત્યારેજ સ્તુતિ ઊચરતાં અનુકુળ પડે તેના દ્વારાજ પ્રભુને પ્રાર્થવાનું છે, સંપ્રદાયમાં મુખ્યાચાર્યજ તે છે ને તે અહીં પણ માત્ર રમકડાં જેવા નથી. સ્વારીની આ વર્ણન શૈલીજ તેણીને તે મૂર્તી માટે કેટલું માન ને તેના વૈભવમાં તેનું કેવું ધ્યાન હતું તે સૂચવે છે. ને તેનો મનોભાવ તો આગળ એથી પણ અધિક સ્પષ્ટ છે; તેણી લખે છે,

"હાવા મનોહારી દર્શનથી સર્વને ભાવ ને પ્રેમ ઊત્પન થાય એ સ્વાભાવિક છે મ્હારા મન ઉપર આથી બહુ અસર થઈ," તે કેવી જાતની? પ્રભાવને પ્રેમમય તે કેવો ભાવને પ્રેમ? "नित्यैवैषा जगन्मांता विश्नु श्री रनपायीनि" નિત્ય તેણી જગતની માતા છે તે શ્રી વિશ્નુની સદા સાથે રહેનારી છે તેનોજ સાક્ષાતકાર થયો અને તેથી તેનાપર ભાવ પ્રેમ પ્રકટયો, તેણીતો માને છે કે તેમ સૌને થવુંજ જોઇએ. તેણી તેને "સ્વભાવિક" લેખે છે તેથીજ અમે તેને સાત્વીકી દેવી કહીયે છીયે કે જેને દેવદેવની દિવ્યમહિષીની સ્વારીને દર્શનમાં આટલો પ્રેમ છે. લૌકીકોને જગતના ચાર દિવસના રાજા રાણીની સ્વારીને દર્શનપર તેવો પ્રેમ હોય છે, માત્ર તે જોવા હજારો ગાઊ જાય; હેરાન થાય, ને હજારોનું ખર્ચ કરે છે ને તેમાં આનંદ માને છે, જેનું ફળ "ઘડીનો આનંદજ." એવી સ્વારીયોનાં કેટલાં ચિત્ર,

કેટલા ફોટા, કેટલે દુર જાય છે, ને દીવાનખાનામાં સ્હાંમા હમેશ જોવાને બીજાને દેખાડવા લટકાવવામાં આવે છે! તેવાજ વરઘોડાઓ તે કેટલી વારના “ જેમ વરઘોડે મળ્યા બહુ વના, પલકે રહી થાય તે ફના ” સંસારીયો વરઘોડાને વરણાગીપર ગાંડા, ને તેની છબીયોની શીશી તજવીજ કરે છે જેનું પરીણામ “ચાર દીન ચાંદની, અંધેરી રાત સહી હે ” બલકે તે છબીવાળા પણ જો “ ખાકસે બના હૈ વો આખીરકો ખાક હૈ. ” તેમાં પણ તામસી તો શ્રીમંતોને રાજાઓનો પણ દ્વેષજ કરે છે તેમના સુધી પ્રભુ કયાંથી, પણ અમારી સુમતિ દેવીને આ દીવ્ય-નિત્ય-હજારો વર્ષથી હજારો સ્થાનમાં પૃથ્વીપર પણ ચઢતી ને ચઢવાની સ્વારી પરથી જે અસર થઈ તે માટેના છેવટ આ શબ્દો છે.

“ આ ગાંભીર્યપૂર ભવ્ય દેખાવ શી લાગણી ઉત્પન્ન કરી શકે છે તે તો જોયા વિના સમજાતું નથી મ્હારૂં મન પૂર્ણ આનંદીત થયું........અને યાત્રાએ નિકળ્યાનો સંતોષ થયો. ” ધન્ય છે તે કરનારને તેમ થનારને એકંદર હોવું માનનારાં ઘણાં છે. ને તે પર અશ્રદ્ધા કે કુતર્કો કરનારાં તો થોડાંજ છે પણ પ્રથમજ પ્રસંગમાં હોવી અસર ! તેનું કારણ પૂર્વનીજ કમાણી, તૈયાર હૃદય, એ છે: યાત્રા કરવામાં દેવ દર્શનથીજ આનંદને સંતોષ થાય એજ ખરાં તે દેવના ભક્ત-આગળના રૂષીમુનીને ભક્તમાળના પ્રેમી ભકતોના વર્ગનાં ઘણાંને તાત્કાળીક આનંદ સંતોષ થયો અમે જોયો છે, પણ તેમાંથી કોને કેટલો ને કયાં સુધી ટકયો; ટકે છે, એ ખરૂં તો જોવાનું છે; કઠણ

નરમ-મલીન શુદ્ધ-પાપી પ્રેમાળ,-હૃદયની ત્યાંજ પરીક્ષા છે. ઘણાનું ઘણી વાર જોયું છે, પણ સુમતિ જેવી તો સુમતિ જ; તે વેળા માટે તો એ દેવી પણ આગળ લખે છે કે "હમારા મંડળના સર્વ જણ યુવાન વર્ગ સુદ્ધાંત-ઉપર આ દેખાવથી બહુ અસર થઈ હતી અને બહુ પ-વિત્ર લાગણીયોની ઊર્મી સાથે હમે દર્શન કરી ગા-ડીમાં બેસી ઊતારે ગયા.

પણ એક કવિ કહે છે—

> ભક્તિ ભાવોકી નદી ઊમડ ઘુમડ ઘેરાય,
> સાચી તાકેં જાનીયે-જેઠ માસ ઠહરાય;

સુમતિ યાત્રા સારૂ રીતસર તૈયાર થઈ હતી, પ્રથ-મથી પ્રભુને વિભુ માનનારતો હતીજ; ગીતાજીથી અવતાર માનતી થઈ, ને વધુ સહવાસ સત્સંગ ને સેવાથી તેણી પ્રભુના પાંચે પ્રકારના રૂપ માટે શ્રદ્ધાવાન થઈ હતી. પર 'વૈકુઠનાથ' નિત્યમુક્ત પાર્ષદોને સારૂ નિત્ય દીવ્ય ધામમાં પ્રકટ રહેતા-વ્યૂહ-દેવોના દેવ ક્ષીરસાગરમાં અને બીજે સ્થળે, વિભવ-રામ કૃષ્ણાદી અવતાર; "અંતર્યામી" ધ્યાનની સિદ્ધિથી યોગીયોને હૃદયમાં દેખાતા અને "અર્ચા" ભૂમી પર સુખદ અનુભવ આપ્યા કરવા અતિ સુલભ, તેમાં પણ "સ્વયં વ્યક્ત" પોતાથીજ પ્રકટેલા, ને દેવરૂષી માણ-સની પ્રાર્થનાથી પ્રકટ અનુભવ આપેલ હેવા પુંડરીના-થને ડાકોરનાથ, શ્રીનાથજીને જગન્નાથજીને તો આપણા દેશના જંન પણ જાણે છે, પણ સુમતિને પ્રથમ પરિચય

શ્રી વેંકટેશનો પડવાથી તેની સેવામાં સહાયી, ને તીર્થપ્રસાદ સ્તોત્ર પાઠમાં ભાગીની થવાથી તેના ભાગ્યમાં તેથીજ અખંડ સૌભાગ્યપણું ને આધ્યાત્મીક ઉન્નતી લખી હતી તેથી તેણીની ત્યાંજ આવવા ગોઠવણ થઇ, તે વેંકટનાથેજ કરી ને તેણી તેમનીજ સદા સારૂ ઠરી, એ માટેનુંજ હવે વર્ણન આપે છે ને તે માટે પ્રમાણમાં તેનાજ લેખને કાવ્યો સજીવન પ્રથમથીજ છપાઇ ચુકયા છે એમાંથીજ અમે ઉપયોગ કરીયે છીયે.

પુરૂષો કરતા સ્ત્રીયોમાં શ્રદ્ધા વધારે હોય છે પણ તેમાં મ્હોટે ભાગે અજ્ઞાનને લઇને અંધ શ્રદ્ધા હોય છે, જેવો સંગ તેવો રંગ લાગી જાય છે સુમતિ "શોધ કરી સમજી સંપૂર્ણ સ્નેહ ધરી શરણપણ આદરીયું" એમ જેમ સમજતી ગઈ તેમ શ્રદ્ધા લાવતી ગઇ, ને તે ઉચિત સમજીનેજ ઉચિતમાં જોડાઈ છે તેની પ્રભુ પ્રસાદીમાં જુવો પ્રથમજ તેના—બ્રહ્મજ્ઞાન—પ્રભુની પારખના વિચાર તે ઉદારચિત પ્રભુપ્રસાદી તરીકે આપણને આપી ગઈ છે તેમાંથી લઈ અમે અહીં મુકીયે—

લઘુ ગ્રંથની લઘુ પ્રસ્તાવનાના પ્રારંભમાંજ "દક્ષિણમાં તીરૂપતિ કરીને ગામ છે ત્હેની સમીપમાં આવેલાં શેષગીરી ઉપર વસેલા વેંકટનાથ બાલાજીનાં દર્શન કર્યાં ત્યારથી વૃત્તી એકમાં સ્થીર થઈ અને હૃદયમાં ઉર્મી આવતાં પદ લખવા પ્રારંભ કર્યો." તેમાં પ્રારંભનુંજ પદ—

આરંભ.

"ગીરધારીરે" એ રાગ.

વદો વ્હાલાંરે કેમ કરી ઓલખાવું,
સુજ પ્રભુ કેમ પરખાવું. ટેક.
નથી એકજ ત્હેનું નામ રે, એક ભાષામાં નહિ કામ રે,
જાણે એ ભાષા તમામ રે. વદો.
નથી એકજ એનું રૂપ રે, નવ જાતીએ અનુરૂપ રે,
બને નરનારી જગ ભૂપ રે. વદો.
નવ એક રંગનો તે છે રે, શોભા નહિ એક જગે છે રે,
બધે સકળ ઊત્તમ તે છે રે. વદો.
નહિં વૈભવ ગુણો ગણાયે રે, નવ ચરિત્રમાં એ સપાયે રે,
સહુ વિધે અગાધ જણાયે રે. વદો.
નહિં એકજ ત્હેનું ધામ રે, નવ રહે એ એકજ ઠામ રે,
સર્વ વ્યાપક એ પૂર્ણ કામ રે. વદો.
નથી એના સરખું કોઈ રે, નવ હતું શકે નવ હોઇ રે,
એ અસદૃશ પર મોહી રે.
એ અનંત સર્વ પ્રકારે રે, સહુ અનંત શક્તિ ધારે રે,
દીનબાળાના પ્રભુ ભારે રે.

વદો વ્હાલાંરે કેમ કરી ઓળખાવું,
મુજપ્રભુ કેમ પરખાવું. !

છતાં જે એકમાં વૃત્તી સ્થીર થવાની હતી તેની પ્રતિ કેવી ઊર્મીથી ગઇ તે માટે જુવો પદ; એમ કેટલા ચાત્રાએ ગયાં ? જાય તો તેવાં કેમ ન થાય !

નથી થતાં તેનું કારણ તેમને સારૂં શાસ્ત્ર જ્ઞાન નથી હોતું. સુમતિએ વેદાંત શ્રવણ કર્યું હતું. "**सत्यंज्ञानमनतं ब्रह्म**" એમ બ્રહ્મને તે જેમ અનંત જાણતી તેમ તેજ પાછા यो वेद निहितं गुहायं હૃદય ગુહામાં નિહિત એવો તેજ ત્યાં જેને જણાય છે તે **परमे व्योमन् सोश्नुते सर्वान्कामान् सह ब्रह्मणा विपश्ची** तेति તે પરમ વ્યોમ પરમ પદ શ્રી વૈકુંઠમાં સર્વજ્ઞ પર બ્રહ્મને તેના સર્વ કલ્યાણ ગુણો સાથે ભોગવે છે એ રહસ્ય પણ સમજી હતી, ને તેથી તેણીની અભીલાષાતો તે પરમપદમાં પરમપદનાથનેજ પામવાની, પૂરી આત્મોન્નતિ કરવાની હતી પણ તે સમજી હતી કે તે માટે ઉપાય જેમ જ્ઞાનયોગી માટે હૃદય ગુહામાં તેમ કર્મયોગી માટે ગીરી ગુહામાં પ્રભુનો અનુભવ કરવો જોઇએ. તેને પછી હૃદય ગૃહામાં નિરખાય, તેનું નિત્ય ધ્યાન ધરાય ને તેથી સહજે ભવ તરી તેને પમાય. વગર જોયે અનુમાનથી ધ્યાન કરવા કરતાં તે જ્યારે અંતર્યામીજ અર્ચારૂપે પ્રકટ થાય છે થયા છે રહ્યા છે તો તેનો લાભ કેમ ન લેવો ! તે ત્યાં તેવો લાભ આપે છે એમ પણ પૂર્વાચાર્યોના આખ્યાનથી માનતી હતી.

श्रुत्यन्तेषुश्रुतं भाष्येमतं ध्यातं हृदांबुजं.

लक्ष्मी कांतं परं ब्रह्म दृष्टं श्री रंग धामनि.

વેદાંતમાં જે શ્રવણ કર્યું ને ભાષ્યમા મનન કર્યું ને હૃદય કમળમાં જેનું ધ્યાન ધર્યું તે શ્રી રંગ ધામમા દીઠું. એટલે શ્રી રંગનાથ રૂપે તેનો સાક્ષાતકાર થયો. अनेक

रूपरूपाय विश्वंवे प्रभविश्नवे ડાકોરનાથ તેજ દ્વારકા નાથ ને તેજ પુંડરીનાથ તેમ શ્રીરંગનાથ એજ વેંકઠ-નાથ છે એમ પણ તે જાણી ચૂકી હતી તેથી તેણે તે પ્રભુના દિવ્ય મંગલ વિગ્રહ—આકાર—મૂર્તિનો સાક્ષાતકાર થતાં પહેલાં દીલને ત્યાં દોડાવ્યું હતું. તેણી તેને મલવા આતુર હતી. શું સમજીને તે શા માટે, તે તેણીએજ ગાયું છે. ને બીજાઓને એથી સમજાવ્યું છે કે યાત્રાએ કેવા ભાવથી ને શા સારૂ જવું જુવો તેના ન્હાના પદમાં મહાન વિચાર.

પદ " મને ભૂલી ગયો છે " એ રાગ.

વ્હાલા શ્રી નિવાસ આવું ત્હારા ધામમાંરે, (શું કામ ?)
રાખી હૃદયે પ્રભુજી ત્હારી હામ. (તે પૂર્ણ થશે ?) પૂર્ણ કામ.
( શાથી માન્યુ કે હામ પૂરી થશે ? )
શ્રવણમનન કર્યું બહુ દીન આપનું રે,
( તે અલેખે નથી ગયું ) વિશ્વાસ થયો દૃઢ તેથી નાથ,
( પ્રભુ કોણ છે ! ) મ્હારા તાત. વ્હાલા.
( એને દેખે શું લાભ ! )
દુઃખીતો તણાજ આપ દુઃખો કાપતારે, ( શી મત લબ ! )
કૃપાથી કરતા હૃદય સર્વ શાંત, શ્રીના કાંત. વ્હાલા.
(તેની સાથે પોતે કેવો સબંધ રાખવો છે ?) આપ શરણા-ગત સર્વદા નિભાવતા રે,
દીન બાળા આવે ધારી એજ આશ તમ પાસ. વ્હાલા.

સબંધ સાધી સદા તેનાં બન્યાં રહેવાની આશા તેણીએ ધારી હતી ને તે પુરી થઇજ કારણ તેણી એ સંપ્રદા-

ચાર્થે ગ્રહણ કર્યા હતા ને તેથી સવિધ શરણે ગઈ હતી. એટલે કે. તેણીના શબ્દોમાં

"શ્રી દેવીના ચરણો સેવી પ્રભુ સમીપ હું આવું.
દીન–કૃતે વિનવો નિજસ્વામી, દયા દેવી ! એ યાચું;
શ્રી પતિ ! આવું છું આશાધારી.

દયા દેવીની ઓલખ આગલેજ દીવસ થઈ ગઈ હતી તેનો ઉચિત સમયે ઉપયોગ કર્યો ને તેમાં પોતાની ઇચ્છા ચોખા શબ્દોમાં પ્રકટ કરી, કયા યાત્રી એમજ સમજે છે ! ને હેવે પ્રસંગે હેવા ઢંગ ને હેવા રંગને ઉમંગ સાથે એમજ માગે છે ! અમારે શીખવું તે સારૂજ તેણી દ્વારા પ્રભુએ એ રહસ્ય પ્રકટ કરાવ્યું છે આત્મોન્નતિ એમ જ થાય.

"પાપો કાપો, પુનિત કરો છો નિજ દર્શનથી આપ.
એ રીતે મુજને કરી ને પછી હૃદયે ધરજે બાપ ! શ્રીપતિ !

તે કેવી આતુર છે ? " ઉત્સુક બનીછું દર્શન સારૂ પ્રભુ મુજ આશા પુરજો" (માત્ર દર્શન જ નથી ચ્હાતી)
"દીન બાળાને પૂરા પ્રેમે પૂર્ણ ભક્તિથી ભરજો "
શ્રીપતિ આવી છું આશા ધારી "

તે પૂર્ણ ભક્તિ માગતી હતી.

શ્રી કશ્યપ મહર્ષીએ અદિતી ને કહ્યું હતું કે " અમોઘ: भगवद्भक्तिर्नेतरेतिमतिर्मम બલકે તુલસીદાસજી તો કહે છે.

તુલસી સીતા રામકો રીઝ ભજો યાબીજ,
ઉલટો સુલટો જાનીયે જયોં ખેતનમે બીજ;
* * * *
ભક્ત બીજ પલટે નહી જો જુગ જાય અનંત.

ઉંચ નીંચ ઘેર અવતરે, તોહ સંતકો સંત.

તેમ આ પૂર્વની ભક્તિમાન પાછી ભક્તિજ માગે છે તે મળ્યાવિના કેમ રહે ! તેણીજ વરણવે છે કે તેનું ત્યાં શું થયું. ( દક્ષિણ યાત્રા પાનું ૨૧ )

" ન્હાના દરવાજા આડો સુનેરી ભરતનો પડદો નંખ્યો હતો " જાણે કે ઇશા વાસ્યની શ્રુતિ.

**हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितम् मुखम्,**

**तत्त्वम्पुषन्नपा वृणु सत्य धर्म्माय दृष्टये.**

હિરણમય પાત્ર વડે કરીને સત્યનું મુખ ઢંકાએલ છે તે પોષક તું સત્ય ધર્મની ખૂબીનાં દર્શન થાય માટે ઉઘાડ. આગળ શ્રુતિ ત્યાંજ કહે છે **यत्ते रूपं कल्याणतम तत्ते पश्यामि.** ત્હારૂં જે કલ્યાણતમ રૂપ છે તે હું નીરખું છું એમજ આ દેવી ને પણ લાભ મળ્યો.

" હમને પડદો ઊઘાડી અંદર લઇ ગયાં, પડદો ઊઘાડતાં વારજ શ્રી વેંકટેશજીએ સર્વ મંડળનું ખાસ કરી મ્હારૂં ધ્યાન ખેંચ્યું. ઉંડાણમાં શ્યામવર્ણ, ફૂલનાજ અલંકારો ધારેલા ભગવાન બહુ સુંદર દીસતા હતા હમે ધીરે ધીરે છેક સમીપ ગયાં ને બહુજ સારી રીતે દર્શન થાય એટલાં સમીપ આવી ઊભા રહ્યાં. વેંકટેશજીનું વિગ્રહ શુમારે સાતેક ફીટ ઊંચું છે. ચાર હસ્ત છે. બે ઉપરના કરમા શંખચક્ર છે એક હાથ અભયદાન સારૂ રાખેલો છે, વક્ષસ્થળમાં શ્રીદેવી બીરાંજ્યાં છે રાતને સમયે

શ્યામ રંગે શોભતા ભગવાન ફૂલની શોભા વધારતા હતા. " મૂર્તી માટે ભગવાનજ શબ્દ, શ્યામ રંગમા શોભા, ને ભગવાનથી ફૂલ શોભે એ દિવ્યતા કેવી ! તેણી બીજું શુ લખે ! **रामरावणो र्युद्धं रामरावणयोरिव** રામને રાવણનું યુદ્ધ રામને રાવણના યુદ્ધ જેવું તેમ લખે છે.

" કદી આવી જાતનાં દર્શન આવા પુજ્ય પવિત્ર ભાવથી થયાં હોય એવું યાદ નથી" **ददामिबुद्धियोगंतं** એમ પ્રભુ કૃપા કરીને બુદ્ધિ યોગ આપે છે એમ ગીતાજીમાં કહ્યું છે તે કૃપા આ દેવી ઉપર થઈ કારણ—

**पुरुषः स परमार्थभक्त्यालभ्यस्त्वनन्यया** તે પર પુરૂષ અનન્ય ભક્તિવડે લભ્ય છે; અનન્ય એટલે શું તેની પોતાનીજ તે વેળાની સ્થિતી વરણે છે—

"ભગવાનના દિવ્યમંગલ વિગ્રહ ( મૂર્તિ ) નું એટલું ખેંચાણ છે કે બીજી તરફ નજર પણ કરાતી નથી" શ્રુતિ એવીજ શાખ પુરે છે **नान्यत् पश्यति नान्यत् श्रृणोति नान्यत् विजानाति.** સુખની સીમા. **भूमा** તેજ આ અહી છે. તે આત્મ પ્રમાણે જગત જોનારી દેવી લખે છે " સર્વના મનમાં એ જોઇ પુજ્ય ભાવ ઉત્પન્ન થાય એવી એમાં ખુબી છે. છેવટે સર્વ જણનું બીજી તરફ ધ્યાન ખેંચાયું કારણ ત્યાં પણ અગાઉ કહ્યું છે તેમ ચળ મૂર્તીઓ પણ ઉત્સવ સારૂ રાખેલી છે. ચળમૂર્તીઓમાં શ્રી વેંકટેશજીની બંને બાજુ શ્રીદેવી તથા ભૂદેવી ઊભાં છે એને પણ બહુ સુંદર શણગારો ધરાવ્યા હતા. અને વિગ્રહ પણ સારાં છે તેથી બહુ શોભતાં હતાં. " અમૃત પીતાં કોણ ધરાય છે;

એમ લોક શા ઉપરથી કહે છે? તેમણે અમૃત પીધું છે? દીઠું પણ છે! ભગવાનનું નામ એક ભાવિકની ભાષામાં **अतृप्तामृत** છે તેવો અનુભવ દેવીને થયો તેણી આગળ લખે છે "સર્વે લોક સારૂ મંદિર ખુલ્લું મુકવાનું હતું તેથી હમારે જવું જોઇએ એમ હમને લાગ્યું શ્રી વેંકટેશજી એવા શોભતા હતા કે ત્યાંથી દૂર જવાનું મન ન થાય પણ છુટકો નહોતો. સર્વ કોઇ દર્શનથી આનંદિત થતું હતું અને અતિપુજ્ય પવિત્ર ભાવ મનમાં પ્રસરી રહ્યો હતો. **મ્હારા મનમાં ખાસ** ઇચ્છા શ્રી વેંકટેશજીના **દર્શનનીજ** હતી ને તે પરિપૂર્ણ થવાથી મ્હે તેમનો બહુ ઉપકાર માન્યો" પ્રભુ ખાતરજ પ્રભુને ચ્હાવા તે આનું નામ, ભગવાનના શબ્દોમાં **प्रियोहिज्ञानी नोत्यर्थमहंस च ममप्रियः**" જ્ઞાનીનું લક્ષણ **तेषां ज्ञानी नित्य युक्त एक भक्ति विशिष्यते** "તેઓમાં જ્ઞાની નિત્ય યુક્તને એક ભક્તિ–હોવાથી વિશેષ છે." આર્ત દુખ દુર થાય માટે પ્રભુને ભજે એટલે સ્વાર્થ સારૂ ભક્તિને તે આર્તી દુર થતાં પુરી; તેજ વાત અર્થી જીજ્ઞાસુની પણ, જ્ઞાની તો પ્રભુમાંજ નિત્ય યુક્ત કારણ પ્રભુમાં પ્રભુ માટેજ ભક્તિ–એટલે તેજ ખરા પ્રેમી, પૂરા ભક્ત જેને બીજી અભીલાષા નહીજ. સુમતિ તેવીજ હતી ને તે બાબત મેં તો ત્યાં તેની પરિક્ષા લીધી હતી.

નિત્ય ત્રણસેથી ચારસે આર્તીને અર્થી આવી માનતો ઉતારે ત્યાં મંદવાડમાં પીડાતી બાળા પોતાની તનદુરસ્તી માટે પણ વેંકટેશ પાસે નહી યાચના કરે એમ

ધાર્યું. ઓર મે તેને તેમ કરવા લલચાવી ત્યારે જે ચહ બનાવ્યું તે આ છે તેણે તેમજ પ્રભુથી ચહ્યું કે—
"અન્ય નહી અભિલાષ પ્રભુજી અન્ય નહી અભિલાષ"

* * * *

અન્ય નહિં પણ એકજ સાચી અન્ય શું તેની પાસ—પ્રભુજી
રંક શિશુપર પૂર્ણ અનુગ્રહ વરસાવો છો તાત,
દીન બાળા ઊર એક રહી છે અનન્ય ભક્તિની આશ.—પ્રભુજી

ને તે માટે તેણીયે શાસ્ત્રોક્ત ઉપાય मामेकं शरणं व्रज તે ત્યાં આ પદથી કર્યો.

પદ "તું પ્રભુરાજ મહારાજ" એ રાગ.

આવી છું આપને દ્વાર વિના વ્હાલા
કોઇ નથી મ્હારૂ જગતમાં. આવી૦
જગમાં નથી શ્રીનિવાસ વિના કો,
નહી અન્ય કોઇ કયાંહિ કો વખતમાં ,,
વેદ સ્મૃતીમાં એક જે સાચા, ધાર્યા છે ત્હેને મ્હેં માલીક મનમાં,,
શ્રુતિ શીર અંત:સુધી જે દીસ, પૂર્ણ પુરૂષોત્તમ તે છે મનમાં. ,,
જગત પીતાને પારખી પૂરા કર્યા છે નાથ મ્હેં મ્હારા હ્રદયમાં.,,
તેથી આવું દીન આપને દ્વારે સહાયી થજોજી સર્વ સમયમાં. ,,

ફરી તે તેને દ્વારે ગઇ ને પોતાની વીતી પુસ્તકમાંજ કહી ગઇ છે તેમાંથી ઊચિત અહીં જણાવીએ. તે ખરેખર પ્રભુકૃપાને પાત્ર અભિષેક સમયે થઇ, જાણે કે સ્વીકૃત થઈ, કારણ તેનું ચિત્ત શ્રી હરીએ ચોર્યું, શ્રીનિવાસે સુમતિના હ્રદયમાં નિવાસ કર્યો, તેણી લખે છે.

"ખરેખર તે વખતનું વેંકટેશજીનું તેજ કદી ન ભૂલાય ત્હેવું છે હજી પણ જ્યારે જ્યારે એ રૂપનું સ્મરણ

થાય છે ત્યારે ત્યારે માંહેથી ભક્તિભાવની ઊર્મી ઊભરાવે છે તેની ખૂબી વરણી શકાય તેમ નથી" ફરી તે અનુભવ સુદૃઢ થવા ત્રીજી વારના દર્શન થયાં તે પછી તેણી તે વિશે લખે છે.

"ત્રીજીવાર શૃંગારયુત દર્શન થયાં, હમને કર્પૂર-આરતીથી દર્શન કરાવ્યાં. અગાઊ સાંજ અને તે દહાડે સ્હવાર કરતાં આ સાંજની શોભા વળી વિલક્ષણ હતી." છેવટ તે-ણીથી લખાઇ જવાયું છે કે "હમે શ્રી વેંકટેશજીને છેલ્લી વાર વંદન કરીમંદીરથી બહાર નીકળ્યાં." પણ તેથી શું-? સુરદાસજીનું કથન છે.

હાથ છોડ કે જાત હો જાની નિર્બળ મોય,
હૃદય છોડ કે જાઓગે મર્દ બકુંગી તોય

તેમજ થયું તેણે તે પુંઠે કાંચી વરદરાજ, યથોક્તકા-રી, પાંડવદુત ત્રીવિક્રમ આદિ, મદુરામાં સુંદરબાહુ, મદ્રા-સમાં પાર્થસારથી, ને એકસો આઠ દિવ્યદેશમાં મુખ્ય શ્રીરંગનાથની સેવા પણ કરી. પરંતુ છેલ્લું જે ગાયું તે આ;
નવ થાય દૃષ્ટિથી દૂર રે શ્રી પતિ રૂપ ચારૂરે રૂપચારૂ.
(કરણ) "વશી ગયું એ મ્હારે ઊર રે શ્રી પતિ રૂપ ચારૂ"
(કોનુંરૂપ કયાં) "શ્યામસુંદર સોહામણા વસેગીરીની માંહ્ય,
દિવ્યરૂપ મેં તેમનું જડી લીધું છે ચિત્તની માંહ્યરે. શ્રીપતિ.
(હવે તેનું શુંછે) "સ્મરૂં રૂપ ને અનુભવું દીવ્ય આનંદની છાય,,

શ્રુતિ કહે છે रसोवैसः रस ह्येवायं लब्ध्वानन्दी भवति તે તેણીને સદા સારૂ પ્રાપ્ત થયો તે વિશે તેણીનો અનુભવ

તેનાજ શબ્દોમાં તે પ્રસાદીના અંતમાં કહ્યો છે એજ આ પૂર્વ કૃત્યના અંતમાં કહેવો યોગ્ય છે.

" કોઈ પૂછોરે હરિરસ હોએ કેવો, રહેલો નથી ઉતર દેવો.
નવ ખૂલ્લા નયને જડતોરે નથી બંધ નયનથી મળતોરે,
જદા મળે તદા એ વરસતો રે મન સમજે રે
હરિરસ તો છે એવો, ખૂબી બુઝે તેણે લેવો.
મળે માત્ર નહિ જ્ઞાનેથીરે, મળે માત્ર નહિ ધ્યાનેથીરે;
પ્રીતી જગપતિ માનેથી રે, મન સમજે રે,
સ્પૃહા કરે નવ અનુભવાતો રે, આખ્યાથી નવ લેવાતો રે;
હરીપ્રેમથી પ્રાપ્ત એ થાતો રે, મન સમજે રે,
છે એ તો દીવ્ય પ્રભુરસ રે, પૂર્ણ આનંદ છે માંહિ મસ રે;
નથી એની કોઇજ સદ્રશ રે, મન સમજે રે,
જેની ઇચ્છા થાય એ લેવા રે, ત્હેણે કરવી શ્રીહરિ સેવારે;
પ્રભુ તત્પર છે તે દેવા રે, મન સમજે રે,
દીન બાળાના હરિનો રસ એરે, સર્વથા શ્રીપતિને વશછે રે;
પ્રાપ્તી સારૂ (પ્રભુ) કૃપા બસ છે રે. મન સમજે રે.
હરિરસ તો છે તેવો ખૂબી બુઝે ત્હેણે લેવો.

---

આત્મોન્નતિ ઈચ્છિત બની ચૂકી तस्यतावदेवचिरंयावन्न विमोक्ष्ये अथ संपत्स्यते " તેને તેટલી વાર છે જ્યાં સુધી છુટી ગયેલ નથી પછી તે પામે છે." ક્યાં કોને તે શ્રુતિના પૂર્વ ભાગમાં છે एष संप्रसादोऽस्मात् शरीरात्सःमुत्थाय परंज्योतिरुपं संपद्य स्वेन रूपेणाभिनिष्पद्यते આ આત્મા આ શરીરથી નિકળીનેપર જ્યોતિરૂપને પામીને પોતા-

ના રૂપે કરીને વિકાશીત થાય છે એટલે આત્માની સંપૂર્ણ ઉન્નતી તો આ દેહથીજ નહી, પ્રકૃતિથી સર્વથા વિમુક્ત થઇને પરમાત્માને પામવાથી થાય છે પણ જ્યાં તેને અહીં બ્રહ્માનુભવ થઈ ગયો એટલે પછી પ્રારબ્ધ પૂરાં કરવાં એટલીજવાર તે માટે છે એમ વેદાંત કહે છે ને તેમાં પણ જ્યાં **आनदं ब्रह्मणो विद्वान्न बिभेति कुतश्चन** બ્રહ્મના આનંદને જાણનાર કશાથી ભય પામતો નથી. સુમતિનું તે માટેનું તેના શબ્દોમાંજ કથન.

પદ. "લક્ષ્મીના પતિ રે." એ રાગ

પ્રિય શ્રીનિવાસજી રે, નિર્ભય સદા હવે હું થાઊં;
સોંપ્યું સહુ તને રે, નિર્ભયતા નવ કાં હું ચ્હાઊં
સર્વ શક્તિથી પૂર્ણ આપને ધાર્યા છે મેં સ્વામી,
પછી રાખું મુજ હૃદય વિશે હું ચિંતા કેમ નકામી. પ્રિય;
આશ્રિતજનને નિર્ભય રહેવું હેવું જે કહેનારા,
શરણાગતના વત્સલ ત્રાતા, આપ થયા તે મ્હારા. પ્રિય.
દીન બાળાએ સોંપ્યું સર્વે આશ્રિત થઇ ભય ત્યાગ્યો;
હવે કામ છે ત્હારૂં પ્રભુજી, લાજ ઊભયની રાખો. પ્રિય.

છેવટ તુળસીદાસજીનો દોહરો.

જીવ જીવ કે આશરે, જીવ કરત હૈ રાજ;
તુળસી રઘુવર આશરે, ક્યોં બીગડેગો કાજ.

ઇતિ પૂર્વાર્ધ

શ્રી.

ઉત્તરાર્ધ.

ભક્તરાજ તુકારામ બાવા કહે છે,
અરે ઝાલે દેવા ! નીઘાલે દીવાલે;
બરીયા દુષ્કાળી પીડા કેલી,
અરે ઝાલે દેવા ' બાઇલ્રા કર્કશા;
બરીયા દુર્દશા જના મધ્યે,
અનુતાપે તુઝે રાહિલો ચિંતન;
વમન હા ઝાલા સનસાર. ઇત્યાદી.

હે દેવ ! બહુ સારૂં થયું કે દેવાળું નિકળ્યું ને તેપર દુષ્કાળ પડ્યો તેણે પીડા કરી. બહુ ઠીક થયું કે કર્કશા સ્રી મળી ને લોકોમાં દુર્દશા થઇ એ પણ ઠીક થયું એ અનુતાપથી ત્હારૂં ચિંતવન બન્યું રહ્યું ને સંસાર 'વમન' થઇ પડ્યો. તેજ રીતે હીંદુસ્તાનીમાં બીજા ભક્ત કહે છે,

સુખ કે માથે શીલ પડો હરી હીરદેસેં જાય;
બલીહારી યા દુઃખકી, પલપલ રામ સ્મરાય.

કુંતી માતાએ પ્રભુથી એજ માગ્યું, ને એક ગુજરાતી કવિએ પણ ઠીક ગાયું છે કે;

હરકતરૂપી સરાણે ચઢતાં તનમન કાટ કપાયે,
હરકતરૂપી કસોટીયેથી મ્હોટું મન પરખાયે;
જીવડા ધરી વરતન ના ડર રે;
મહાપુરૂષ જે થયા છે પૂર્વે, હરકતમાં ઊછરેલા;
અમર નામ તે મુકી ગયા છે, તે ગુરૂ આપણ ચેલા; જીવડા.
ભગવાનના શબ્દે,

यत्तदग्रे विषमीव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥

આત્મોન્નતિને સારૂ પ્રકૃતિના મળ હઠવાજ જોઇએ ને તે માટે વિરૂદ્ધ બળનો અમલ થવોજ જોઇએ. સુમતિ બ્હેન પર તેવોજ પ્રયોગ થયો પણ તેનો લાભ તેણીયે આરંભથીજ ઊતમ પ્રકારે લીધો. તેણે તે હૃદય ક્યાં છાનું રાખ્યું છે ! તેની પ્રભુપ્રસાદી ભાગ ૨ માં—

## ગરબી (૩૯)

ત્હારી ઇચ્છા આધીન થવા ધાર્યું મેં જો,
એજ વર્તન પ્રભુ ! ઉચ્ચ અતિ સારૂં છે જો.
ત્હને રૂચે તે સ્થાનમાં રહું સુખે જો,
મ્હારૂં શ્રેય નિત્ય ત્યાંજ રહું એ મુખે જો. ત્હારી ઇચ્છા.
વ્યથા કષ્ટ સર્વ સહુ ધૈર્ય આણીને જો,
શુભ હેતુ તુજ હશે ત્હેમાં માનીને જો. ,,
ત્યાગું સ્વેચ્છાથી, હર્ષથી સ્વતંત્રતા જો.
ગ્રહું અતિ પ્રેમથી હું પરતંત્રતા જો. ,,
વળી વિઘ્નકારી અન્ય સર્વ છોડવું જો,
ત્હારી વૃત્તીમાં મ્હારૂ મન જોડવું જો ,,
દીન બાળાને લેશ ના ચૂકાવજે જો,
વદે તેટલું વર્તનમાં મુંકાવજે જો. ,,

આ પ્રાર્થના સફળજ થઇ કેમકે તે સાચા મનની ને શરણાગત પ્રપન્નના સ્વરૂપને અનુરૂપજ હતી.

એક તરફથી આ પ્રમાણે પારતંત્ર્યત્વ સ્વીકાર્યું ને બી-
જી તરફથી શેષત્વ સારૂ—

## સોરઠની ગરબી. ( ૧૦ )

વિનયથી વદી યાચું સ્વામી વિનતી સ્વીકારજો રે,
અરજ ઊર ધારજો રે. વિનયથી વદી૦
પદ સેવાની વૃત્તી દેજો, મુજમતિ દ્રઢ તેમાં કરી લેજો;
દિન પ્રતિદિન એ વૃત્તિ વધુ વધારજો રે. વિનયથી વદી.
સેવ સ્પૃહાના કાંઇ:આશથી, અન્ય ઇચ્છુ ના આપ પાસથી;
દીન પ્રતિદિન એ વૃત્તિ વધુ સુધારજો રે. વિનયથી.
સેવું ત્હારે માટે તુજને, તુજ પ્રાપ્તીની ઇચ્છા મુજને;
અચળ કરી એ વૃત્તિ વિઘ્ન વિદારજો રે. વિનયથી.
વિધિ નિષેધના નિયમો પાળી, કરૂં સેવ સ્વેચ્છાને ટાળી;
તવ આજ્ઞાને માનું, કષ્ટ નિવારજો રે. વિનયથી.
નિત્ય અવિચળ કૈંકર્યે રહું, દીન બાળા એ સત્ય હું સહું;
સર્વ જ્ઞાત છે તમને, બાળા ઉદ્ધારજો રે. વિનયથી.

આ પ્રમાણે સેવા સારૂ પ્રાર્થના કરી, એટલે આત્મો-
ન્નતિનો ક્રમ પૂરો થયો. કારણ આત્મા એટલે આ દેહ
દેખાય છે તે નથી, તે તો તેનું કેદખાનું છે, તેમાં જે
બદ્ધ છેં તે; તેમાં પણ આ બંધન તો ઉપલું છે, અંદર
ભગવાનના શબ્દોમાં—

धुमेना व्रीयत्ते वन्हि यथा दर्शोमलेनच ।
यथोल्वेनाद्दतोगर्भ स्तथात्तेनेदमाद्दतम् ॥

જેમ અગ્નિ ધુમાડાથી ભેળાએલો ને દર્પણ મલવડે, તથા જેમ ગર્ભ કોકડાથી આવૃત, તેમ આ જીવાત્મા અજ્ઞાન વડે આવૃત છે. આત્મા જ્ઞાતા ને કર્તા છે તેની જ્ઞાતૃત્વ શક્તિને જેમ ધુમાડો અગ્નિની પ્રકાશક શક્તિને આચ્છાદીત રાખે તેમ પ્રકૃતીએ રૂંધી છે. તેજ રીતે તેનું સ્વરૂપ જ્ઞાન દર્પણ પર મળ પેઠે ઢંકાયું છે. ને તેની કર્તૃત્વ શક્તિ ગર્ભના કોકડાથી રોકાય તેમ રોકાઈ છે. નહીં તો જીવ પોતે;

**सर्वतः पाणीपादं तत्सर्वतो क्षीशिरो मुखम् ।**
**सर्वतः श्रुतिमल्लोके सर्वमावृत तिष्ठति ॥**

સર્વ તરફ પાણીપાદને સર્વ તરફ આંખ શીર, ને મુખ, લોકમાં સર્વ તરફ શ્રુતિ, ને સર્વમાં આવૃત થઈને રહે છે, ને તે પોતાનાંજ કીરણ શક્તિ વડે

**सर्वेंद्रिय गुणाभासं सर्वेंद्रिय विवर्जितम् ।**

સર્વ ઈન્દ્રીયના ગુણના આભાસ તે સર્વ ઇન્દ્રીય નહીં હોવા છતાં એટલે વગર ઈન્દ્રીયે પોતીકીજ શક્તિયોથી તે સર્વ અનુભવ કરે છે, ને તે ક્યાં સુધી ? **तेषामादित्यवज्ज्ञानं प्रकाशयति भारत.** તેમનું સૂર્યના જેવું જ્ઞાન હે ભારત પ્રકાશે છે કારણ તે સ્વરૂપે–**एषोणुरात्मा** એ શ્રુતિ પ્રમાણે–અણુ પણ જ્ઞાને ઉપર અહીં કહ્યું તેમ વિભુ છે. બલકે શુદ્ધ થાય ત્યારે **एषआत्मा अपहत पाप्मा विजरो विमृत्यु विंशोको विजिगित्सो पिपासो सत्यकामः सत्यसंकल्पः** આ આત્મા પાપ રહીત–જરા મૃત્યુ શોક જુગુપ્સાને ભુખ પ્યાસ રહીત તેમ સત્ય કામને સત્ય સંકલ્પ છે, પણ છે-

વટ તે પરમાત્માનું શરીર છે એમ પણ "અંતર્યામી" શ્રુતિજ વિસ્તારથી કહે છે ને પ્રભુ પણ सूत्रेमणीगणाइव કરીને દ્રષ્ટાંત આપે છે એટલે તે પરમાત્માના આધારથી પરમાત્માના નિયમનમાં ને પરમાત્મા માટે છે એ તેનું સ્વાભાવિક સ્વરૂપ છે. તે શુદ્ધ થાય ને સમજે ત્યારે તેનેજ પરતંત્ર ને તેનેજ કામ લાગે એજ સ્વરૂપાનુરૂપ સ્વાભાવિક અનુકૂળ સમજે છે. સ્વાભાવિકદાસજ સૌ શ્રી-હરીનાં છીએ ને તેમજ જ્ઞાન બની રહી તેને કામે લાગી-યે એ પુરી आत्मोन्नति; તે સુમતિની જ્ઞાનથી તો થઇ પણ તેની ઇચ્છા પણ હેવી થઇ બલકે અહીંથીજ તેણે તેવું વર્તન ચહ્યું, પ્રભુ પાસે માગ્યું, કારણ એ પડદો તો તેણીનો હતો તે તુટી ગયો હતો કે કયાં કોનાં છીયે. એ વિશે તે નિઃસંશય, ને તેથીજ નિડર થઇ હતી. તેવાં તેનાં ઘણાં પદ છે પણ તેમાં એકજ નમુનો—

## માઢ રાગ.

મન એક સ્થળે મુજ લાગ્યું રે ભય શા કાજે હું ધરૂં,
અસ્થિરતાનું દુઃખ ભાગ્યું રે ભય કેમ ન ત્યાગ કરૂં.
પ્રથમ પ્રભુ ત્હારામાં પુરી શ્રદ્ધા નહોતીનાથ,
મન હીંચોળા ખાતું સર્વદા વૃત્તિ રહેતી ન હાથ,
તે ત્હારી કૃપાથી જાગ્યું રે. ભય.
ધીરે ધીરે સ્થિરતા આપી, દૂર કરી સૌ ક્ષોભ;
તુજ ગુણ વર્ણન રૂપી મોહે પૂર્ણ વધાર્યો લોભ,
એણે અન્ય દુઃખ કર્યું આઘું રે— ભય

સદ્બોધો સત્સંગો દ્વારા, સમાધાન કરી સર્વ;
મુજ અલ્પ બુદ્ધિને ઉચિતજ, સમજાવ્યો સહુ મર્મ,
મળ્યું મુજને મનનું માગ્યું રે— ભય.

દીનબાળાને ઉચ્ચ દીર્ઘને અપૂર્વના કંઈ આશ
શ્રદ્ધારૂપી દાન થકી તે તુષ્ટ રહે દીનરાત,
અઘટિત માગવું ત્યાગ્યું રે. ભય.

" અખંડ સૌભાગ્યવતી " લૌકીકમાં ચાંડલે ચુડલે જાય તેને કહે છે. પણ તેમને તેના આત્માનો વિચારજ નથી, પતિસાથે સહગમન કરે તેને **क्षीणे पुण्येमर्त्य लोके विशंति** એ વાતની ખબર નથી! આત્માનો સાચો પતિ શ્રુતિના શબ્દોમાં **पति विश्वस्यात्मेश्वरः** " વિશ્વને: પતિ તે આત્માનો ઇશ્વર છે. જે આત્મા તેની સાથે તેની સેવમાં જોડાય તેજ અખંડ સૌભાગ્યવાન રહે. **ભગવાન વાલ્મીક**, જે વેળા શ્રી લક્ષ્મણ કુમાર ઘરબાર માતા પિતા પત્ની વૈભવ છોડી શ્રીરામ જાનકીની રાતદીન સેવા કરવા નિકળ્યા ત્યારે તેમને **लक्ष्मणो लक्ष्मी सपन्न** કહ્યા, ને શ્રી વિભીષણ જયારે તેજ રીતે શત્રુ વશ સર્વસ્વ મુકી અદ્ધર આકાશમાં સેવા સારૂ શરણે આવ્યા ત્યારે તેમને **अंतरीक्षगत श्रीमान्** કહ્યા સુમતિ તેવી સાચી શ્રીમાન મનથી થઇ હતી પણ તેણી જીવનજ તેવું માગતી હતી એટલે આત્માનીજ ઉન્નતી ચાહતી હતી તેથી એ પંથે ચઢીને પણ આ પ્રમાણે માગણી તેણીએ જારી રાખી હતી.

રાગ—કરૂણા નજર કરોરે. ( ૩૨ )

સત્ય માર્ગે મ્હને દોરો રે પ્રભુજી મ્હારા,
સત્ય માર્ગે મને દોરો રે;
અશક્ત છું સર્વ રીતે, મતિ શક્તિ બળે ચિત્તે,
કર ગૃહો આપ પ્રીતે રે. પ્રભુજી.
આપ વશ સદા રહુ, આપ કાર્યે સ્થીર થાઊં,
મતિ દ્યો તે પુરી ગ્રહુ રે. ,,
નિર્ભર બનાવો પૂરી, ભર્તા ભાર સર્વ હરી,
વૃતિ દ્યો સેવાની ખરી રે. ,,
મ્હને આપનીજ કરો, યોગ્યતા એવીજ ભરો,
કૃપાળા કરૂણા ધરો રે. ,,
વહું બહુ, નહિ થાય, આપ બળે કરો સ્હાય,
સર્વ કરાવજો રાય રે. ,,
આપ અર્થે વપરાઊં સર્વથા સ્વામીની થાઊં,
દીનબાળા એજ ચાહું રે ,,

તે દીનબાળાની આશા અંત પૂર્ણ થઇ ને તે કેવા ક્રમે તે આપણે જોઇએ-ભગવાનની આજ્ઞાને અનુગુણજ આ પ્રાર્થના છે ગીતાનો સાર નવ અધ્યાય જતાં ને નવ બાકી રહેતાં પૂરા મધ્યમા કહ્યો તે આ શબ્દો છે मन्मना मद्भक्तो मद्याजीमां नमस्कुरु તે શ્રીકૃષ્ણ ચતુર્ભુજ શ્યામ સુંદરમાં તેનું મન લાગ્યુંજ હતું. ભક્તિ તો અનન્ય હતી તેથીજ પ્રપત્તિ કરી પાછી मद्याजी યજન સેવન કરવું તે

સારૂ ઉપર પ્રમાણે પ્રાર્થના કરી બેશી નહોતી રહી. ગીતા-જીમાં કર્મયોગ, જ્ઞાનયોગ ને ભક્તિયોગ જે ત્રણ યોગ છે તેનું તેમાં કહ્યા પ્રકારેજ અનુષ્ઠાન શ્રી ગીતાચાર્યેજ તેણીની પાસે ઊચિત કરાવી લીધું છે પછી તેમાં થોડા ઘણાપર આધાર નથી. ભગવાનેજ કહ્યું છે.

" नेहाभिक्रम नाशोस्ति प्रत्यवायो न विद्यते
स्वल्प मप्यस्य धर्मस्य त्रायते महतो भयात्

આવો આરંભ કર્યા પછી નાશ થતો નથી, પ્રત્યય લાગતો નથી આ ધર્મનું અલ્પ આચરણ થાય તોપણ મહા ભયથી તારે છે. આ દેહે તો સુમતિથી સ્વલ્પજ આ-ચરણ કરી શકાયું, તે "ધર્મ" કેમ પાળવો તે માટે પ્રભુ ગીતાચાર્યનો મત એજ ખરો મત

मयि सर्वाणि कर्माणि संन्यस्यायात्म चेतसा
निराशी र्निममो भूत्वा युद्धस्व विगतज्वरः

સર્વ કર્મ મ્હારામાં અધ્યાત્મ ચિત્તવડે મુકી ને આશાને મમકાર રહીત થઇને યુદ્ધકર. ચિંતાથી પણ દુર રહીને અધ્યાત્મ ચિત્ત એટલેજ પ્રભુ ખરો આત્મા, અમે શરીર જે જીવ તે તેની વસ્તુ, તેને માટે છીયે, તેથી તેની આજ્ઞા પ્રમાણેજ તે વપરાવી જોઇએ, તેમાં બીજી આશા કે મમકાર જેમ ન રાખવાં, તેમ મ્હારૂં શું થશે એ ચિંતા પણ ન રાખવી ને જે કાળે જેટલું જેવું બની શકે તેવું કર્તવ્ય કરવું. પ્રભુ કહે છે—

ये मेमतामिदं नित्यमनुतिष्ठंति मानवाः
श्रद्धावंतोनसूयश्च मुच्यते तेपि कर्माभिः

આ મ્હારા મતનું નિત્ય જે અનુષ્ઠાન કરશે, તે પર શ્રદ્ધા રાખશે તેની અસૂયા નહિ કરે તે પણ કર્મોથી છૂટશે.

દેવીને આ વચનો પર સંપૂર્ણ શ્રદ્ધા હતી તે અશક્ત ને વ્યાધી પરવશ શરીરને લઇને તેણી વધુ કર્તવ્ય મનથીજ કરી શકે તેમ હતી. બેશક તનનો તેમાં ઉપયોગ લેતી પણ તે લખવા વાંચવા કહેવા સાંભળવા માટેજ એટલે स्वाध्याय ज्ञानयज्ञाश्च એમ સર્વ પ્રકારના यज्ञમાં તેણીયે પોતાની પસંદગી કરી હતી. ને મંગળ વાર્તા એ હતી કે પ્રભુની પસંદગી તેમાંજ છે. તે પોતે પણ અવતારમાં મુખ્ય કામ સર્વને સર્વદા ઉપયોગીતે गीतार्थ प्रदान કરી ગયા એ છે બ્રહ્મા, પરાશર, વ્યાસ,વાલ્મીક, નારદ, શુક, શૌનકથી લઈ છેક તુકા, નરસહી સુધી વડાઈ તે પ્રભુના ગુણગાન ગાવા, પ્રભુનું જ્ઞાન બીજાને આપવું—એજ જીવન સમજ્યા છે તેમજ પૂર્વાચાર્યો ને પેગંબરોની વડાઈ પણ એથીજ થઇ. ભગવાન ગીતાજીમાં તો " नचतस्मान्मनुष्येषु कश्चिन्मे प्रिय कृत्तत: " માણસોમાં એથી વધારે પ્રિય કરનાર મ્હારે કોઈ નથી, એટલે સૌથી પ્યારૂં કામ ગણે છે તેજ તેણીયે ઊઠાવ્યું. ભાષણ કરે તે સંખ્યાબંધ માણસ એકવાર સાંભળે, ને નિત્યે વખત પણ ન બચાવી શકે, ત્યારે લેખીત હોય તો નિત્ય કાયમ રહેને ઘણા કાળ સુધી ઘણાં જણ તેનો ઘણી વાર લાભ લઈ શકે તેથી તેણીયે શીખવું લખવું છ-

પાવવું વહેંચવું **द्रव्य यज्ञ**ને **ज्ञान यज्ञ** સાથેજ ચલાવ્યાં. **यज्ञोदानं तपश्चैव पावनानिमनिषीणः** તેમ આ ઇશ્વરપ્રીત્યર્થ સત્કર્મો ચાલુ રહેવાથી તેની મતિ વધુ વિમળ થતી ગઈ એટલે તે કર્મયોગથી જ્ઞાનયોગ સધાયાથી તત્પૂર્વક ભક્તિયોગનો ઉતમ રીતે આરંભ થઇ ગયો. તેની અસર અંતઃકરણ સુધી પહોંચી તેમાં પૂર્વાભ્યાસથી પ્રભુપ્રેમ ભર્યોજ હતો તે પીગળવા માંડયો ને મને ખાનગી પત્રમાં તેણીયે જણાવવા માંડયું કે—

"જેમ આપને પુજન વખતે તેમ મ્હને સ્તોત્ર વખતે આસું આવી જાય છે" શ્રવણ કીર્તનથી સ્મરણનો આનંદ આવ્યો હવે **पादसेवन अर्चन**પર વાત જવીજ જોઇએ. તેના મનોરથ પત્રદ્વારા બહાર પડવા માંડયા—એક પત્રમાં લખે છે.

" અહી આવતાંજ બાગમાં પુષ્કળ ફૂલની ભરતી જોઇ શ્રી વેંકટનાથનું સ્મરણ થયું. જો પારસલથી મોકલાતાં હોય તો મોકલી દઊં હેવી ઇચ્છા થઇ જાય છે "

હાવાં લખાણો ઘણીવાર આવ્યાં છે તેમાંનો એક નમુનો અહીં મુકું છું. ગીતાજીના વાંચનારાથી અજાણ્યું નથી કે " **पत्रंपुष्पं फलंतोयं** " પત્ર પુષ્પ ફળ જળ જે મને ભક્તિથી અર્પણ કરે છે તે ભક્તિથી પ્રસંન થયેલ હું ગ્રહણ કરૂં છું પૌરાણીકો જાણે છે, ને ભારતમાં પણ પંચરત્નમાં ગજેંદ્રની માત્ર પુષ્પ પ્રદાન નિમિત્તે મુક્તિ થયાની કથા સુપ્રસિદ્ધ છે. વેદનો પૂર્વ ભાગ કર્મકાંડ તે મૂર્તીપુજાનોજ ભરેલો, ને હીંદુશાસ્ત્રમાં અનેક દેવની અનેક પ્રકારે પુજન-

વિધિ એટલી પ્રચલીત છે કે તે માત્ર માની લેવાની વાત નથી પણ તે તે પ્રયોગોથી તે તે દેવ તેના ઉપાસકને પ્રસંન થયા છે તેમાં સર્વથી સુલભ ને શ્રેષ્ટ आराधनानां सर्वेषां विष्णोराराधनं परम् " વિશ્નુનું આરાધન ગણાય છે. ભગવાન શંકર સ્વામી તો सकृदपि આદિ વચનથી એક વાર પણ મુરારીનું અર્ચન કરે તો તેની યમકિંકર ચર્ચા ન કરી શકે એમ કહે છે ને માત્ર તેમની શિષ્ય પરંપરાજ નહી પણ સર્વ સંપ્રદાયના આચાર્યોની શિષ્ય પરંપરા अपने अपने इष्टको नमन करे सब काय સાત પુરી ને ચાર ધામની વડાઇજ એથી છે, બલકે ભક્તમાલ મુરતીપુજકોના ચરિત્રોથીજ ભરી છે મનુષ્ય પુજામાં પણ પુષ્પ, ને મૂર્તીની પુજાની નીંદા કરનારાં પણ કબરપર પુષ્પના હાર ચઢાવે છે આ બધામાં શું રહસ્ય છે ! પ્રેમદર્શીત કરવો.

વળી " કરે તેવું પામે " पापाय परपीडनं બીજાને દુઃખ દેવાથી દુઃખ મળે છે ને परोपकारः पुण्याय બીજાને સુખ દેવાથી સુખ મળે છે પણ તેમાં ' વાવે તેવું લણે ' બીજ ક્ષેત્રના ન્યાયે તારતમ્ય છે. છેવટ ना स्पकृत कृतेन કરેલથી ન કરેલ ન મળે એટલે પરિમિતથી અનંત ન મળે, પુણ્યથી સ્વર્ગ, પણ તે અંતે નાશવંત ફળપ્રદ છે, કે " અજપદ " જે હજાર યજ્ઞનું ફળ કહેવાય ને તે પણ તેના સો વર્ષે પુરૂં. માણસ એ રીતે તો કરવાની કુટમાંથી છુટતો નથી. पुनरपिमरणं पुनरापि जननं ન્યાયથી છેવટ भजगोविंदं એજ ઉપાય છે. તેના સંબંધમાં આવવાને જેવો જ્ઞાનયોગ–ધ્યાનયોગ ઉપાય છે તેવો કર્મયોગ છે

પહેલામાં "ઃ અંતર્યામીમાં" અમૃત મેળવવાનું આ બીજામાં "અર્ચામાં" બ્રહ્માનંદ પામવાનું છે, સુમતિ બીજા પ્રયોગમાં ફતેહમંદ થઈ હતી ને તેમાં તે ક્રમે આગળ વધવા માંડી હતી તે વેંકટેશથી છુટી પડી પણ તેની સેવા કરવાની વૃતી ઓર એથી સતેજ થઈ **दुरस्थोपि समीपस्थोयो यस्य हृदयें स्थितः** જે જેના દીલમાં છે તે તેનાથી દૂર છતાં સમીપ છે. મુદ્દો–પ્રભુ સાથે મન લાગ્યું રહે એ છે **माच्चित्त सततंभव** એથી તે પવિત્રના સંપર્કે પવિત્ર થઈ મંગળના સંપર્કે મંગળ થવાય "**पवित्राणां प्रवित्रोयो मंगला नांच मंगलः**" તે **प्रज्ञानंमानदं** **ब्रह्म**ના ચિંતવનથી કિટ ભ્રમરન્યાયે અમારૂં અજ્ઞાન હઠે, જ્ઞાન પ્રકટે, દુઃખ ન થાય, પરમાનંદ પ્રાપ્ત થાય ને તે અનુભવથી તેમાં લુબ્ધ મુગ્ધ–તેની શું એ સેવા કરી નાંખીયે એમ સેવા કરાઇ જવાય છે. સુમતિને ઘેર આવી બગીચામાં કુસુમ જોતાં તે વેંકટેશને ધરાવવા ઈચ્છા થઈ જાય છે એજ **आत्मोन्नति**નો ક્રમ છે.

વળી ઉંમરભરમાં એક વાર થોડા દિવસમાં થોડા કલાક જે ભગવત વિષયક દક્ષિણ યાત્રામાં જોયું અનુભવ્યું તેની અસર તે ગર્ભશ્રીમંતની શ્રીમંત પુત્રીને મુંબઈ જેવા મહાનૃનગરમાં મ્હોળા કુટુંબને મ્હોટા શ્રીમંત વિદ્વાન્ મીત્ર મંડળમાં વ્યહવારની અનેક ધુમધામ અને પોતાને પણ ભરતા શીવણ ગુંથણ ચીત્ર કાવ્ય વાદ્ય ગાન, આદિ અનેક નાના વિષયીક અંગ્રેજી વાચન ને શ્રવણનો સંપૂર્ણ શોખ, ને તેમાં ઊત્તમતા પ્રાપ્ત કર્યા છતાં એ બધાં ગૌણને આ મુખ્ય થઈ પડયું ! બલ્કે દીન પ્રતિદીન વધતુંજ ગયું ! તેનું

કારણ અમેતો પૂર્વાભ્યાસેનતે નૈવ હીયતે સુવશોપિતત્ ” એમજ માનીયે છીયે પૂર્વનો ભક્ત બ્રાહ્મણપુત્રજ ધ્રુવ થયો, ને મુકુંદ મહારાજનો અવતારજ મહેતાજી કહેવાય છે, એ ન્યાય વિશ્વવિદિત છે. તેણી બીજા પત્રમાં લખે છે.

“ ઉત્સવો પૂરા થયા હશે બરાબર દર્શન વગેરેની સગવડ થઈ હશે મને તે વખતે યાદ કરી હશે તો મ્હેંજ દર્શન કર્યા છે એમજ માનીશ ત્યાંના પવિત્ર ધામોની અસર હજી બધાંને મનપર બહુ રહી છે ને સર્વને એમ થાય છે કે ફરી એક વાર યાત્રા કરવી. પ્રભુ દયાળુ છે તે સહુ સારૂં કરશે. ” એ સારૂં તે શું ! તેણી હવે એ દેહથી એ યાત્રાઓ કરવાની તો નહોતી પણ “ મન હોય ચંગા તો કાથરોટમાં ગંગા ” બોડાણા માટે ડાકોરમાં ને પુંડરીક માટે પંઢરપુરમાં દ્વારકાનાથ પધાર્યા તેમ તેણીને સારૂં વેંકટનાથ તેના ભૂવનમાંજ સેવા લેવા રહેવાના હતા. તેથી તેણીએ તે માટે તજવીજ કરવા માંડી એક પત્રમાં લખેછે.

“ ત્યાંથી નિકળતી વખતે આપને ફોટોગ્રાફને તીલકની પેટી વિગેરે વિશે કહ્યું હતું પણ ત્હેના હજી કાંઈ ખબર નથી તેથી મળી શકી નહી હોય એમ ધારૂં છું ” તેણી માનસીક સેવા તો કરે જતી હતીજ કોઇએ કહ્યું છે.

માળા તો મનકી ભલી ઓર કાષ્ટકા ભારા,
ચાતુરકી તો એક ઘડી ઓર મુરખકા જન્મારા;

તેવું તે ફરી પત્રમાં લખે છે .“ શ્રીરંગનાથના ઉત્સવ ચાલતા હશે કોઇ કોઈ વાર જોયેલું બહુ યાદ આવે છે ને અત્યારે ત્યાં હોઇએ તો કેવો આનંદ આવે એમ થાય છે. ”

"શ્રી વેંકટેશસ્તોત્ર કરીને રોજ દૂરથી મનથી સેવા છુ તે પ્રભુ સ્વીકારશે" પણ તે ક્રમ તેણીનો વધે ગયો તે, ક્યાં સુધી ? એક પત્રમાં લખે છે.

"અમુક વખત સ્મરણ થાય છે હેવું છેજ નહીં ને તે કેટલી વાર તે ગણાતું પણ નથી" ને તેનું ખરૂં કારણ स्वकर्मणातमभ्यर्च्यसिद्धिं विंदतिमानवः

પોતાનાં કર્તવ્ય કર્મવડે તેનું અર્ચન કરવાથી માણસો સિદ્ધિ મેળવે છે–એ પરથીજ કોઇએ ઠીક ગાયું છે કે

"સંસારમાં સરસો રહે ને મન મ્હારી પાસ
"સંસારને લોપે નહી તે જાણ મ્હારો દાસ"

તે ખરેખર "અર્જુન સુણો ગીતા સાર" તે ગીતાજીનો સાર છે ને સુમતિનો પ્રયત્ન તદનુસારજ હતો.

પતિસેવા માટે તે સદા આતુર રહેતી. તેણીને લઈનેજ તેના પતિ જે ઘરમાં સુમતિએ વય વિદ્યાની વૃદ્ધિ કરી તેમાંજ મોટે ભાગે વશીને વૃદ્ધી પામ્યા. સુમતિને કેળવનારાથીજ કેળવાયા, ને વેપારી લાઇનમાંએ તેજ દ્વારા જોડાયા. વડોદરે તેમનાજ દ્વારા ગોઠવાયા, પણ સુમતિ તેમનીજ સેવા કરવા સરજાઈજ નહોતી તેનું શરીર વ્યાધીગ્રસ્ત ને દિવસે દિવસ અધિક અશક્ત થયે જતું હતું

તેથી તેણી સંપૂર્ણ એ કર્તવ્ય નથી કરી શકતી એ ખાંતે અતિ કષ્ટાતી હતી. અંતે તેણીએ સાહસ કર્યું. ને તે તેણીના મહા મંદવાડના કારણોમાં એક કારણભૂત થયું. તેણી આગ્રહી બની વડોદરે ગઇ ને ત્યાં શું સ્થિતી થઇ, ને બી-

ચારી દીનબાળા સ્વધર્મ પાળવામાં અતિ આતુર પણ અતિ અંશંકેત લખે છે.

"મ્હારે શરીરે હમણાં બીલકુલ ઠીક રહેતું નથી હેવી સ્થિતિમાં ત્યાંથી નિકળતાં મુરબ્બીશ્રીના મનમાં બહુ થયું છે. ને હેમને હેવી રીતે દુખી કરી મમતથી આવવામાં મેં ભૂલ કરી છે હેવું મને લાગે છે ત્યાં કરતાં અહીં ઠંડી વિશેષ હોવાથી મ્હને છાતીના દરદ તથા શ્વાસનું જોર વધ્યું છે તાપ પડતાં સુધી કાંઈ ઠેકાણું પડે એમ લાગતું નથી. દવા ખાઊછું બીજો શો ઉપાય ! પ્રભુપર ભરોંસો મૂકયો છે"

પણ તેણીને પ્રભુના પ્રતિનીધીરૂપજ પીતા પ્રાપ્ત થયા હતા ( જુઓ તેની કવિતા પ્રભુમાં સાક્ષાત્કારને–નિઃસ્વાર્થપ્રેમ–હૃદયઝરણામાં ) તેણીના તથા તેણીને લઈને તેણીના પતિના આદિથી અદ્યાપી સર્વ પ્રકાર લાડકોડ પૂરનારા એ પુજય પિતાની તે દ્વિગુણી આભારે તે કૃતજ્ઞ હતી ને તેથીજ તેણીયે કહ્યું છે.

"વદે છે સર્વ લોકો કે માતા જાતાં પીતા નહિં
"અમારે તે નથી માન્ય પ્રીત માતે મુંકી અહિં.

બલ્કે તેણી પોતાના પત્રમાં ઊરના ઊદ્ગાર કાઢે છે "હેવા બાપ દુર્લભ છે એ બાબતે તો હું સંપૂર્ણ ભાગ્યશાળી છુ" ખરેખર **पुज्यश्च गुरोर्गरीयान्** તે એ પીતા હતા અનેક ઊત્તમ વિષયોનો બોધ તો આપતાજ પરંતુ **राजविद्या राज्यगुह्य पवित्रमिदमुत्तमं** " રાજવિદ્યા તે રાજ્યગુહ્ય પવિત્ર ને ઊત્તમ હેવી બ્રહ્મવિદ્યા **सा विद्याया विमुक्तये** વિદ્યા

તેજ જેથી મુક્તિ પ્રાપ્ત થાય તે માટે પણ તેઓજ તેણીના નિત્યના ગુરૂ તો હતા.

દેવલાલીથી તેણી લખે છે "હમે વેદાંત દીપનો આરંભ કર્યો છે તેમજ ઉપનીષત્‌નો પાઠ પણ તેઓ અહીં રહે ત્યારે કરીયે છીયે બીજું સામાન્ય અંગ્રેજી વાંચવાનું ચાલે"

વડોદરેથી બહુ બીમાર પડી મુંબઇ અંધેરી આવવું પડયું ને ત્યાંથી લાનોલી જવું પડયું. હું પણ ગરમીના દિવસો ગાળવા દક્ષિણયાત્રા કરી લાનોલી રોકાયો તે વેળા તેણીયે જે મુખ્ય કામ કર્યું તેના નમુનાઓમાં આનંદમાં છપાવેલ "**वरदराजस्तव**" અને આનંદના ગ્રાહકોને ઉદારતાથી ભેટ તરીકે આપેલ શ્રી **गुणरत्नकोश** પ્રસિદ્ધિમાં આવી ચૂકેલ છે. તે દેવી બીચારી હવે હરીકથાઓમાં હાજરી આપી શકે હેવી સ્થીતિમાં નહોતી રહી તેથી તેણીયે "ઘેર બેઠે ગંગા ઉપજાવી" જેમાં અનેક સન્નારીને સ્નાન કરાવી પવિત્ર કરવાના મુખ્ય સાધનભૂત પોતે થઈ **सर्वाणि तिर्थानि वसंति तत्र यत्राच्युतोदार कथाप्रसंगः** તેમાં પણ **पिबत भागवत रसमालयं मुहुरहो रसिका भूविभावुका** સુભાગ્યે અમારાં સત્સંગી શ્રોતા થોડાં પણ રસિક ભાવિક હતાં. એક પુસ્તક દેવી હાથમાં રાખતી ને બીજું હું, શ્રીમત્ દશમસ્કંધ વીરરાઘવી ટીકા સહીત વાંચવો શરૂ કર્યો હતો **आदौ मध्ये तथा चांते हरिः सर्वत्र गीयते** તેમ આદિને અંતમાં સુકંઠથી વ્હેનો પ્રભુનું મંગળગાન કરતી ને મધ્યમાં **शुकमुखादमृतद्रवसंयुतं**" નું પાન ચાલતું. એ મંડળ ને એ પ્રસંગ એ શાંતી ને આનંદ-"**न भूतो न भविष्यति**"

સ્હવારમાં વેદાંત, મધ્યાન્હે પુર્વાચાર્યોનાં સ્તોત્રસટીક, પાછલે પહોરે ભાગવત ને, રાતે દીનબાળાને ત્રાસદ ચાર કલાકની નિત્યની દારૂણ પીડા પુરી થાય તે પુઠે મંદ સ્વરે હરી ગુણગાન, સુતાં અનુસંધાન, ને પ્રાતઃધ્યાન એ ત્યાંનું અમારૂં આન્હીક હતું. રાતે પણ દીનબાળા તો ત્રણ વાગ્યા પહેલાં સુઈ ન શકતી તેમ દીવસે પણ મધ્યાન્હે જરા હું વામકુક્ષી કરૂં તેટલા વખતમાં તેણી લખે વાંચે તે વિશેષમાં. નોવેલ કે નાટક–તેણી આખું પ્લોટ પ્રથમ હૃદયમાં ઊઠાવતી પછી તેની અનુક્રમણીકા પ્રકરણો નામ સુધાં પ્રથમજ નોટબુકમાં લખી નાંખતી ને તે પુઠે ગંગાના પ્રવાહ પેઠે તદનુસાર તમામ ગ્રંથ પુરો કરી દેતી. શ્વાસ ને પેટના દુખાવાનો ત્રાસ, અશક્તીને ઊજાગરાની પીડા જો તેણીની પેઠે ન પડયાં હોત તો આગલા સમયમાં પણ તેણી કેવું કામ કરત તેની અટકળ કરીયે તો અતિશયોક્તિજ લાગે. જેણે તેને લખતાં ગુંથતાં ભરતાં શીવતાં ચિત્રતાં ને કાવ્ય કરતાં જોયેલ છે તેજ તેણીની બુદ્ધિ શક્તિ આવડત વિશે ખરી કદર કરી શકે. તેના તમામ કાર્યના નમુનાઓ હજી હાજર છે એકત્રીત કરે તો ન્હાનું મનોહારી રસજ્ઞો માટે પ્રદર્શનજ થાય પણ તેનો મુખ્ય પ્રિય વિષય તો વાંચન લેખનજ હતો અને એ વિશેના તેણીના વિચાર હું જ્યારે ચાતુર્માસ શ્રીવૃંદાવન જઈ રહ્યો ત્યારે દેવલાલીથી જે પત્રો આવ્યા તેમાંથી અહીં થોડા ટાંકું છું.

“મ્હારી જીવનઆશા લેખરૂપી છે, પ્રભુ જ્યાં સુધી એ શક્તિ આપશે ને એરૂપી કૃપા વરસાવશે ત્યાંસુધી

છેક કંટાળો નહીં આવે એ દયાળુ એક નહિ તો બીજે રસ્તે મનને કોઇ પણ જાતનો પ્રત્યક્ષ આધાર ને આરામ તો આપે છેજ બાકી પરોક્ષ તો **એ પોતેજ આશારૂપ છે.**

ફરી એક બીજા પ્રસંગે બીજા પત્રમાં લખે છે—

“બે દિવસથી મ્હને એજ વિચાર થાય છે કે મ્હારે શા સારૂ જીવવું! મ્હારૂં દુનીયામાં શું કર્તવ્ય છે, અને એ કર્તવ્ય ખાતર જીવવું. મ્હારા મનપર એવું ઠસાવ્યું છે કે લખવું તે મ્હારૂં કર્તવ્ય છે અને એ કર્તવ્ય ખાતર જીવવું. પરંતુ હવે મને એ વિચાર થાય છે કે હેવું તે હું શું લખી સકીશ ! મ્હારાથી અતિ ઊચ્ચ હજારો માણસો થયાં છે ને થશે તેમની જીદગીનો પણ અંત આવતાં, હતા નહોતા જેવાં થયાં તો હું શું બીશાદમાં ! બહુ તર્કવિતર્ક થાય. છે પ્રભુ જેમ રાખશે તેમ મનની ને તનની સ્થિતિમાં રહેવું; કદાચ આજ જેવી કાલની સ્થીતિ ન રહે ને પાછા શાએ વિચાર થાય ! તે કહી શકાતું નથી”—

આ વાત સૌ સારૂ સાચી છે; સૌના અનુભવની છે. તેણી બીજા એક પ્રસંગે પોતેજ લખે છે—

“મ્હારી એટલી પણ કાળજી રાખનાર પ્રભુસંબંધે સંબંધી એવું કોઇ પણ છે એ જાણી મ્હારા મનને સંતોષ થયો. પરંતુ ચિંતા હદ બહાર કરી નાંખી છે. આપ તો હેવુંજ અનુમાન કરી બેઠા લાગોછો કે હું એક પશુની

પેઠે ખાતી હઇશ, પીતી હઇશ, ગપ્પાં માર્યા કરતી હઇશ ને સુઈ રહેતી હઈશ. કાગળ વાંચી મ્હારા મનમાં સહજ હસવું આવ્યું. શારીરીક શ્રમ જરા વધુ પડે તો જણાય છે એટલોજ મ્હારો મુખ્ય હેતુ હતો. લખવા વાંચવાનું હું શું કરૂં છું; તે આપનાથી છાનું રાખવાની મને ધુન ભરાઇ હતી તેથી નહોતી લખતી. તે આપે તો એમજ માન્યું કે હું કરતીજ નથી. હેવું તે કાંઈ હોય !

એક મનુષ્યને એક વાતની લત લાગી હોય તે તેં કેમ છોડી શકે ! કામીને સ્ત્રી, ને લોભીને ધન, રમતીયાળને રમત એ ત્હેનાથી કેમ છુટું પડે ! ત્હેવો મને **પ્રિય ભગવદ્વિષય,** ત્હેને પરાયણજ લેખન વાંચન, તે મ્હારાથી છુટું પડી કયાં જાય ! એટલું તો ખરૂં કે વધારે સમય મળે તેમ પ્રિય વસ્તુનો વધારે લાભ લેવાય ને ઓછો મળે ત્યારે ઓછો. પરંતુ પડયું વ્યસન કેમ છુટે, આપને શું અનુભવ છે ! આપને પણ ઘણા પ્રસંગો ગડબડાટમાં ગયા હશે ! પરંતુ આપનું લખવા વાંચવાનું આપથી દૂર ગયું છે ! ને એક દિવસ પણ દૂર ગયું હોય તો મનની સ્થીતિ શી થાય છે ! હૃદયને પૂછી જોશો ને પછી મ્હારી દલીલનો નીર્ણય કરવા વિનંતી છે. ને તેથી એટલુંજ અંતમાં લખવાનું કે સુમતિથી તેનું વ્યસન મુકાયું નથી. ”

સુમતિને લખવા વાંચવામાં જે વિઘ્ન આવતું તે કાંતો શારીરીક કષ્ટથી—જેથી પ્રારબ્ધ ઓછાં થતાં, અથવા કર્તવ્ય આવી પડવાથી, તેથી પણ તેમજ થતું એટલે જ્ઞાનયોગ

ભક્તિયોગ સાટે તે કર્મયોગ સાધતી. અનુજ્ઞાકૈંકર્ય સાટે તેણી આજ્ઞાકૈંકર્યમાં રત થતી, પણ તે વેળા પણ તે **तदर्थकर्मकौंतेय मुक्तसंग समाचर** પ્રભુ અર્થે સંગ મુકી-ને સારી પ્રકારે કર્તવ્ય કરી બતાવતી હતી પ્રભુનાં જ-નની સેવા, તેમાં પણ ગુરૂ પુજ્ય પીતાના ગૃહની, તેણી-ને માથે આવી પડેલજ સેવા તેણી અંત સુધી બજાવે ગઈ છે " She died in harness. " કહીયે તો ચાલે અને તે સંપૂર્ણ ડાહાપણ ને વ્યવહાર કુશળતાપૂર્વક તેણી Duty is debt. એમ બરાબર સમજી હતી. પતી, પીતા, ભ્રાતા, સગાં, સ્નેહી, આશ્રીત નોકરો દેશબંધુ બ્હેની બલકે પક્ષી પશુ પર્યંતની તેણી ઓછી કાળજી નહોતી રાખ-તી. તેના દ્વારા સૌથી મોટું કર્તવ્ય બજાવાયું તે તેના ભાઈ વૈકુઠરાયનું ભાવનગરમાં થયેલ ' લગ્ન ' આ વિવાહ ઊત્સવની શરૂવાત એક વર્ષથી તેણીયે બજેટ કરીનેજ કરવા માંડી. આદીથી અંત સુધી તે સારૂજ ખા-નપાન ઊતારા પોશાક ભેટોની તજવીજ સંપૂર્ણ કરી રાખી હતી, તે રાજાઓ ને યુરોપીયન ગૃહસ્થો–સ્રીયોથી, લઈ કુટુંબી સ્નેહી ને આશ્રીતોમાં ગરીબમાં ગરીબને પણ સઘળો સમય સંપૂર્ણ પ્રસંન રાખી આનંદપૂર્વક વિદાય કીધાં ને તેમાં સૌથી વધુ વ્હાલ અમારા વેંકટનાથ ઉપ-રનું તે પણ ત્યાં પ્રત્યક્ષ ઉભરાઈ આવ્યું. વેકટેશ સારૂ દેવગૃહમાં રંગ, સીંહાસનપર સોનેરી કામથી શરૂવાત, વિવાહના આરંભમાં શ્રી વેંકટેશની છબી પધરાવી પોતે ચરણારવિંદમાં બેસી હરીકીર્તન શ્રવણ, ને મધ્યમાં સ્રી

વર્ગ માટે, ને અંતે સૌ સારૂ તેવોજ ઉત્સવ કર્યો. બલ્કે વિવાહના ખાસ દિવસોમાં પણ એક દિવસ સ્ત્રીયો—બ્હેનો-નું-મંગલ હરિ ગુણગાન-ગરબા; ને એક દીવસ પુરૂષો પાસે પ્રભુ પ્રાર્થના; એજ વિવાહના કાર્યક્રમમાં મુખ્ય અને ખરૂં ચિત્તાકર્ષક હતું, ને જ્યાં પ્રભુનું મંગળગાન આદી અંત ને મધ્યે હોય ત્યાં પછી.

**लाभ स्तेषां जय स्तेषां कुत स्तेषां पराजयः**

**येषामिंदिवरश्यामो हृदयेनापसर्पति**

તેમજ સંપૂર્ણ થયું. તેમાં પણ ખરે સમયે ખરૂં મંગલગાન તેણીયે પોતેજ મંગલાષ્ટક રચી છપાવી ગાયું તેની ખૂબી તે વખતે જે હાજર હતા, સૂજ્ઞ હતા—ધ્યાન દેતા હતા તે તો કદી વિસરી જવાના નથી.

" કર્તવ્ય " હેવી બુદ્ધિથી તેણી બજાવતી હતી એ માટે તેણીનાજ વિચારો, ને તેમાં પણ તેને વધુ ઇષ્ટ શું હતું તે પણ નિકળી આવે છે એવો એક નમુનો અહીં છે. કર્મયોગનો તે ગણો.

" હાલતો દરેક રીતે વ્યવસાયમાં રહેતી હોવાથી.... કાંઈ પણ ખાસ વાંચવા કે લખવા અશક્ત છું. ટેવ પડી ગયેલ એટલે મનમાં ખૂંચે પણ શું કરૂં ! પ્રભુને ખોળે બેઠેલ બાળક ઘડીક બીજા કાર્યમાં વૃતિ નાંખશે તેથી તે કાંઈ નારાજ થઇ ધક્કો નહિ મારે. આતો મ્હારા દિવસનો અમુક સમય તો તે વિષયીક કાર્યોમાંજ ગાળવો એવો એક નિયમ કરેલો તે પૂરો ન પળાય તેથી મન જખ મારે

બાકી આ કાર્ય પણ હેનું જ છે ને ! એણે સોંપેલા કુટુંબમાં કર્તવ્ય કરવું ને સહુનાં મન સંતોષવાં એ પણ એક કાર્યનો ભાગ છે ને ! તે એ પ્રભુ નિમિત્ત કરૂં છું એમ માની સંતોષ પકડું છું. ”

તે વાંચતી તે કેવી રીતે તે માટે નમુનો તેના જ્ઞાનયોગનોજ ગણો.

“ અનુસંધાન કે ધ્યાન વગર ખાલી વાંચવા ખાતર વાંચી જવું એ ક્રીયા મને ગમતી નથી મંત્રાર્થ ઘણું ખરૂં એક બે પાના વાંચું પરંતુ એનો નિયમ નથી રાખ્યો “ ટીપે ટીપે સરોવર ભરાય ” એ ક્રમથી એક બે ત્રણ માસે મ્હારૂં પુસ્તક પ્રભુ પુરૂં કરાવશે. દીનબાળાનું દીનજ હોય; જેટલું કરાવે છે તેટલું પણ તેની કૃપા, પરંતુ હું એટલું તો ગર્વથી કહી શકીશ કે મ્હને મનની શાન્તી પ્રમાણમાં વધતી જાય છે. ને હું ઘણી અસહ્ય વસ્તુઓ અને બનાવોને સરળતાથી સહીને ભૂલી શકું છું ”

હવે ભક્તિયોગ માટે—અમે લગ્નમાંથીજ એકદમ દ્વારકાં ને ત્યાંથી દક્ષિણ ગયાં કે તેણીના પત્ર પાછા શરૂ થયા. **राजविद्या राजगुह्य** તેવો **भक्तियोग** જુવો “હૃદય ઉઘાડવાનાં સ્થાન દોયલાં છે ને ઉચિત સ્થાને ઉચિત જાય તેથી લખુ છું. આપ સાક્ષાત પ્રભુની સમીપ છો–વેંકટેશથી અવધી છે....મ્હારી તરફથી “ નયનો ભરી ” દર્શન કરશો. માનસીક પહોચ્યાં માની આનંદ પામીયે, તે કાંઈ વાસ્તવિક જેવા હોય ! જો માનસિકથી પૂર્ણતા હોત તો જગ-

તમાં વાસ્તવિક વ્યાપારજ ન ચાલત ને તેથી આપ દર્શન કરો પણ મ્હારે તો અસંતોષજ છે. ”

આખર તેણીથી વેંકટેશનો વિયોગ ન સહેવાયો ને श्रवणं कीर्तन विष्णोः स्मरणं પછી पाद सेवनं अर्चनं वंदन दास्यं તે ક્રમ આપોપી આવ્યો. તેણી લખે છે.

“ મ્હેં પણ મ્હારૂં કામ આરંભ્યુ છે. પ્રભુની છબીને સારી રીતે પધરાવી છે. મ્હારા પ્રેમનાં પુષ્પોની સેવા કરૂં છું, ને સ્હવારનો વખત એમ નિર્ગમું છું. ”

તુકારામ બાવા કહે છે अज्ञाता चा भक्ति इच्छाति संपत्ति, દેવો પણ દુખ પડે કે દોડે ક્ષીરસાગરને કાંઠે, તેમાં પણ બીજાં કષ્ટ ઠીક છે, પરંતુ અમારાં અનુભવી વચન છે કે “ दुख केसे काहुसे सह्यो जाय, बीन कहे हरी क्यों रह्यो जाय ? ” તેમાં આ દેવીનું કષ્ટ તો દુઃસહ હતું ને જોયેલ હોવાથી શ્રીત્રીપતિમાં શ્રીરંગાચારી સ્વામીથી જાણીને મેં મન કર્યું હતું કે કાંઈ पायश्चित्त રૂપ અનુષ્ટાન સારા ભાગવત આચાર્ય પાસે કરાવીયે, ને તેવા ત્યાં માણસો છે. મેં તે વિશે લેખી માગણી કરી પણ ભક્તિથી જે અનન્યભક્ત થાય છે. જેને શરણાગતિ–પ્રભુ ખાતરજ પ્રભુને ન્હાવુ છે ને જે પછી ગાય છે કે,

ધારણા કરી શ્રીવર મ્હેં ધાર્યું ત્હારૂં કરવા,<br>
ધાર્યું ત્હારૂ કરવા પ્રભુ છોડી અન્યપરવા; ધારણા<br>
જ્ઞાન શક્તિ સુણી ત્હારાં, બન્યુ દૃઢ દીલ મ્હારૂં,<br>
સત્ય વિશ્વાસેથી તેથી, ઇચ્છું તુજ ધાર્યું. ધારણા

તે તેનું ધાર્યુંજ થવા દેવાને વચમાં સકામી બનવા લલચાવ્યા છતાં, અડગ રહી આ પ્રમાણે ઉતરમાં લખે છે.

" મ્હારે માટે અનુષ્ટાન કરાવવા આપ મ્હારો મત પૂછો છો, પરંતુ તે વિષયમાં હું કેવી સ્થીર છું એ આપ જાણો છો છતાં શા સારૂ આગ્રહ કરો છો ! જે દિવસ વેંકટનાથનાં પ્રથમ દર્શન થયાં તેજ સાંજે થયેલ વાત શું આપના સ્મરણમાંથી ખશી ગઇ છે ( જુવો ' અન્ય નહિ અભિલાષ ' વાળી હકીકત પ્રથમ આવી ગઈ તે ) યાત્રાના સમયે પણ હું શું શરીરે દુખથી પીડાતી નહોતી ! જો મ્હારી ઈચ્છા કાંઈ માગવાની હોત તો તેના જેવો બીજો કયો વધારે ઉતમ અવસર હતો ! તે બાબતની મ્હારી ના હજી પણ એવી ને એવીજ છે. વળી મ્હારે સારૂ કોઇ અનુષ્ટાન કરે એનો અર્થ શો ! એ મ્હારૂં હૃદય પુરૂં સમજી શકે છે તેથી જે સર્વોત્તમ માર્ગ હશે તેજ કહાડશે ' રાખો જે સ્થિતીમાં પ્રભુ રહુ ધૈર્યે ત્યાંહીરે ' એ શબ્દો લખાયા તે ખરે સમયે નહી પાળું તો કયારે પાળવા અવસર મળશે ! "

તુકારામ બાવા જેવા પણ કહે છે. " બોલે તેસા ચાલે ત્યાચે વંદાવે પાવલે " સંસ્કૃત શ્લોકનું ગીતીમાં ભાષાંતર છે

" પરને શીક્ષા દેતાં, ડાહાપણ કરવું સરવ સરલ ભાળે
પણ સુપુરૂષ કોઈ તે તો, જે નિજધર્મે ખરેખરો ચાલે."

સુમતિએ શરણાગતિ કરી હતી ને તેની વ્યાખ્યા એ-ક જગ્યાએ આ પ્રમાણે છે.

अनन्यसाध्ये स्वाभिष्टे महा विश्वास पूर्वके ।
तदेकोपायतायांचा प्रपत्तिः शरणागतिः ॥

બીજા સાધનની જરૂરત નહિં, એજ ઇષ્ટ, ને તે મહા વિશ્વાસ પૂર્વક, તે એકજ ઉપાય, ને તેનીજ યાચના, એનું નામ પ્રપત્તિ અથવા શરણાગતિને અહીં મેળવી; જુઓ તેણી આગળ લખે છે.

“ એ હૃદય ભાવ પ્રાર્થના દ્વારા, પદ દ્વારા, જે કાર્ય સારૂ તન મનની શાન્તીની જરૂરત તેને માટે કરીશ. મ્હા-રી અલ્પ બુદ્ધિમાં ને ક્ષુદ્ર દૃષ્ટીમાં તો આજ વિચાર વધુ ઠીક લાગે છે. માટે કૃપા કરી ત્હેવા કોઇપણ ઉપાય ન કરાવશો. ને જો અજ્ઞાત રાખી કરશો તો મ્હારે જે નામં-જુંર તે મ્હારી વૃત્તિ પારખનાર વેંકટેશ કેમ મંજુર રાખશે ! ”

શ્રી હનુમાનજી જાનકીજીને અતિ કષ્ટાતાં જોઈ પો-તાના સ્કંધ ઉપર તેણીને બીરાજમાન કરી શ્રી રામ સમીપ લઇ જવા સજજ થયા ત્યારે તેણીયે તે વાતની માત્ર ના પાડી એટલુંજ નહી પણ શ્રી રામ રાવણને મારી મને લઈ જાય એજ એને યોગ્ય છે તેથી તેમ થાય ત્યાં સુધી એ દારૂણ કષ્ટમાં રહેવુંજ કબુલ રાખ્યું. કહ્યું છે કે—

બને તો રઘુવરસેં બને, કે બીગડે ભરપૂર
ઓરનસેં જો કુછ બને તો વા બનવેપેં ધૂર.

તેજ વાત અહીં છે, તેણી આગળ લખે છે.

"જે સ્થિતીને દુઃખ હું સહી શકું તે પછી બીજાં સહી શકે કે ન સહે ત્હેની હેને શી પરવા છે." ભીષ્મ પીતાએ અસીશા સારૂ એક બાણ વધુ માગી લીધું તેમ તેણી છેવટ લખે છે. "હું ચક્રમ્ છું ને મ્હારા વિચાર Whimsical છે છતાં જે છે તે ચોખ્ખું આપની સન્મુખ પ્રસિદ્ધ કર્યું છે એટલે એ વાતનો ત્યાંજ અંત આવ્યો માનું છું." ગાયું તો અમે પણ છે કે—

"કરવાં નહી વરત વરતોલાં, ચીઠ્ઠી દોરાધાગા રે,
ન રાખવી માનતા આખડી, સેવ હરી મહાભાગા રે"
"શ્રી વૈષ્ણવ થઈને સાચવવું, શરણાગતિ ન તૂટેરે"

તેવાં પાત્ર વિરલ છે. અમે એમ નથી કહી નાંખતા કે સુમતિને તર્કવિતર્ક નહોતાજ થતા. થતા હતા પણ તે છેવટ ખરા ઠરાવ પર જે આવતી હતી તે અનુકરણીય ઠરતો. એક તર્કવિતર્કનો નમુનો મુકું છું.

"ઘણી વખત એકલાં પડતાં મ્હને કલ્પના થાય છે કે મ્હારા ઉપર તે પ્રભુની કૃપા છે કે અવકૃપા! મ્હને મળતા પ્રસંગ ને મ્હારે લગતી બાબતો હેવા વિચિત્ર ગુંથનમાં ગુંથાઈ છે કે એમાં શો ભેદ રહ્યો છે તે લેશ પણ સમજાતું નથી. પ્રભુની કૃપા નક્કી મ્હારા ઉપર છે અહેવા તો ઘણા બનાવો બન્યા છે ને બને જાય છે. તેમ વિરૂદ્ધમાં પણ મ્હારે ઘણી જાતનું સ્હેવું પણ પડે છે એટલે અર્થ શો! એટલોજ કે પ્રભુની અમીદ્રષ્ટી તો છેજ

ને સ્હામાં મ્હારાં પ્રારબ્ધ વિરોધી પણ છે એટલે એ પણ એના ભોગ માનસીક ને શારીરીક બંનેમાં ભજવી લે છે ખરાં ! બનતાં સુધી ગૃહકાર્યમાં, સ્તોત્ર પાઠ, પ્રભુના હાર, વગેરે ફૂલ સેવાને વાંચન લેખનમાં મન રોકીને, સમય રોકીને ઓછાં કરવા પ્રયાસ કરૂં છું. ”

कायेन मनसा बुद्धया केवलैरिंद्रियैरपि ।
योगीनः कर्म कुर्वंति संगंत्यक्त्वात्म शुद्धये ॥

કાયા મન બુદ્ધિ અને કેવળ ઈન્દ્રીયો વડે યોગીયો સંગ તજીને આત્મશુદ્ધિને માટે કર્મ કરે છે. તેજ રીત આ આત્મોન્નતી કરનારીની હતી. તેમાં પણ ત્રણ પ્રકારનાં ભક્ત હોય છે. સંસ્કૃત શ્લોકનું ભાષાંતર—સાર—

“ વિશ્નુ ઉપાય ને અન્ય ફળ તે અધમ, અન્ય ઉપાયને વિશ્નુ ફળ તે મધ્યમ ને પ્રભુજ ઉપાય ને પ્રભુજ ફળ તે ઊતમ તે કૃતકૃત્ય ગણાય ” એજ શબ્દ છેવટ સુમતિના છે “ મ્હારૂં ઔષધને વૈદ્ય બંને પ્રભુજ છે. ” છતાં જે ખામી છે તે પણ પોતે અહીં લખે છે—

“ જ્યારે પથ્ય નીરસ લાગે ત્યારે સહજ કંટાળો આવે એ સ્વાભાવિક છે Human being is after all a human being ” એટલે દોષ તો આવ્યા વિના કેમ રહે ! આટલું લખતાં હજાર ઉપાધિ આવે છે એટલે કદાચ કોઈ સ્થાને અસંબદ્ધ લાગે તો ક્ષમા કરશો. ઘણું ખરૂં મ્હેમાન મીજબાનનું કામ ચાલ્યાં કરે છે. બંગલો પણ full ભરાયો છે. ને હજી વધારે ભરાશે. પીતાના ઘરમાં

પણ આટલું થોડું સરખું કર્તવ્ય પ્રભુ આપે છે એ ત્હેનો ખરેખર મ્હને તારવાનો ઉપાય છે. "મનુષ્યયત્નને ઈશ્વર કૃપા" તે મ્હારા જેવી આળસુ ને પ્રમાદી પાસે હાવું પરાણે કરાવી મ્હારા ઉદ્ધારના ખપ સારૂ સંચય કરે છે વિચાર કરતાં મને તો એમ થઇ જાય છે કે અહા! મ્હારા ઉપર પણ શું પ્રભુની અપૂર્વ કૃપા છે ને શું રામાનુજ સ્વામીની પણ અમીદ્રષ્ટી છે."

જે વેદાન્તીના વેદાંતાર્થ વડે સુમતિની આત્મોન્નતિ થઈ તે આ શ્રી "રામાનુજસ્વામી" જેને શ્રી ભાષ્યકાર–યતિપતી–લક્ષ્મણાચાર્ય–આદી કહે છે. તેણી એક પત્રમાં લખે છે.

"કાલે કોઇ અમુક લેખ વાંચતાં મ્હને પણ એજ વિચાર થયો કે પૂર્ણ માત્ર પ્રભુજ છે પરન્તુ આ જગતમાં ત્હેના વિષયમાં જેટલો પ્રકાશ શ્રી રામાનુંજ સ્વામીએ પાડયો છે તેટલો કોઈથી નથી પડી શકયો એતો સત્યજ છે–( તેણીયે તેમ કેમ માન્યું ?–) જો હૃદય છળ કપટ રાખ્યા શિવાય નિષ્પક્ષપાત બુદ્ધિથી જુએ તો એજ સહુથી Highest અને Broadest સંપ્રદાય લાગે.પરંતુ જોનાર નથી,જુએ તોપણ appriciate શું કરે છે ?"તેણીયે બુઝ કરી,ને તે શાપરથી તે પણ બીજી વેળા જણાવે છે. "પાછું એક રહસ્ય પણ ભેગું ભેગું કહી દઊ ને ! મ્હને એટલું તો નક્કી થયું કે જેટલા મ્હારા યતિપતિ મ્હને વ્હાલા થયા છે તેટલા કદાચ એઓ

( શ્રી શઠકોપ સ્વામી ) નહિ થાય. કોણ જાણે આફ્રેરી પુનામાં ગીતાભાષ્ય વાંચ્યા પછી ને ત્યાર પછી અહીં પણ એ પાછું વારંવાર વાંચવાથી મ્હને કંઈક સ્વામીજી ઉપર અત્યંત ભક્તિ થઇ છે તે ખરેખર તેનીજ કૃપા છે." તેથી શું લાભ લેવો હતો, તે તેણી એક પત્રમાં લખે છે,

"આપ તો ગીરી ઉપર જઇ મનને પૂર્ણ તૃપ્ત કરી પાછું ચાર છ મહિનાનું ભોજન પોષણ આપી મનમાની વેંકટેશની સેવા કરી રામાનુજ સ્વામીની સેવામાં લાગી ગયા હશો. રામાનુજ સ્વામીની સંનિધિમાં મ્હારા તરફથી પણ બનતી પ્રાર્થના કરવા, મ્હારા **આત્માના કલ્યાણ અર્થે** યાચવા આપ બાકી નહી રાખો એમ મ્હારી ખાતરી છે. કારણ કે આ વખતે આપના મનને પણ પૂર્ણ પ્રતિતિ થઈ છે કે પ્રભુકૃપાથી મ્હારામાં પણ રામાનુંજ સ્વામી-ફ્રાજનાં ભક્તિના અંકુર થોડા ઘણા છે પ્રભુ એ વધુ વધા-રીને આનંદ આપે એજ મ્હારી પ્રાર્થના ! "

તે પ્રાર્થના મંજુર થઇ એટલે પ્રાર્થના તેણીની ને કૃપા પ્રભુની તેમાં બીજાં દાવો કરે તે ખોટો છે. સુમતિ જે થઈ તે પોતાથી કે પ્રભુથી પણ તે પોતેજ લખી ગઇ છે ને તે રહસ્ય પ્રસિદ્ધ કરવું એજ તેણીને ન્યાય આપવો છે–કે તે " આપ કર્મી " હતી. તેના ગુરૂ શ્રી રામાનુજને પ્રભુ શ્રી વેંકટેશ તે તેના પુજ્યને તેણી તેની પુજક પુત્રી-દેવી–તે લખે છે..

' શું આપના મનમાં એમ હશે કે મ્હેં વેંકટેશનું પૂજન પણ મુકી દીધું હશે ! મ્હેં આપને એક નહિ પણ પચાસ વખત કહ્યું છે કે મ્હારૂં કોઈ પણ વર્તન ઘણે ભાગે બીજાને દેખાડવા સારૂ નથી મ્હેં છબી સેવા રાખી છે તે પણ મ્હારા ઉલ્લાસથી ને વિચારથી. તેમ કરવા મ્હને આપની તરફથી દબાણ તો શું પણ આરંભમાં ભલામણ પણ નહોતી ત્યારે પછી હું મ્હારા વ્હાલા વેંકટેશને કેમ વીસરીશ ! ત્હેની પુજા સેવા કેમ નહિ કરૂં ! પ્રભુનો ટેક છે, પ્રભુનું અભિમાન છે, તે પ્રભુ પુરૂં પળાવશે હું રંક શું કરી શકીશ. શારીરીક અને માનસીક સર્વ સંજોગો અગવડતા વાળા છતાં મ્હેં મ્હારૂં વાંચન કંઇક શરૂ કર્યું છે એ મ્હારી પાસેથી પ્રભુ પરાણે તપ કરાવશે "

તેની દિનચર્યા તેજ એક પત્રમાં લખે છે.

" આપે આપનું પ્રોગ્રામ લખ્યું તો હવે હું મ્હારૂં પણ લખું. સ્હવારમાં સાતેક વાગ્યા ને શુમારે ઊઠી થોડી રસોડાની ખબર લઇ ત્હેને બરાબર સરાડે ચઢાવી પછી ફૂલ તુલસી છુટાં કરવાં, માળા ગુંથવી વગેરે કરવા બેસું. સાડા આઠ સુધી એ પહોચે ને ત્યાર પછી મ્હારૂં થોડું ચોટલો વાળવો–ઇત્યાદી કામ પરવારી, શરીરની સ્થિતિ પ્રમાણે ાર્ય આરંભું. જો બેસવા જેવું હોય તો લખું, સુઇ રહેવા જેવું હોય તો વાંચું. અતિમાનુષસ્તોત્ર વાંચવાનો આરંભ કર્યો છે. સંપ્રદાયની માત્ર Out line ધ્યાનમાં હોય એટલે વાંચતાં કાંઈ મુશ્કેલી પડતી નથી તે ઝટપટ સમજાય છે મને તો આપની હાલની પદ્ધતિ કરતાં તે સમ-

ચની પદ્ધતિ ઘણીજ ઘણીજ ગમે છે. દશ અગીયાર વાગ્યા સુધીમાં ન્હાઈ હાર તીર્થ ઈત્યાદી થોડું સેવારૂપ કરી પછી થોડાં સ્તોત્ર કરૂં ત્યાર પછી દુધ લઊં. બપોરને સમયે ભાભીને ભણતાં તેમજ ભરતાં શીખવું; હું પણ હમણાં તો થોડું ભરવામાં સમય કાઢું છું; બપોર પછી એકાદ કલાક નોવેલ લખું. સાંજના ભાગમાં તો શી દશા થાય છે તે આપ જાણોછો. તેમજ રાત્રે પણ ઘણે ભાગે સ્વસ્થતા નથી રહેતી. ઠીક હોય ને પ્રસંગ મળે તો થોડું રાત્રીના વખતમાં પણ લખું" (મોડું ઊઠવાનું એજ કારણ! હરીહરી) "બે નોવેલ શરૂ કર્યા છે."

દક્ષિણ યાત્રાથી હું પાછો ફર્યો ત્યાં દેવી અંધેરી હતી ને ત્યાંથી બે ગાઊ સમુદ્ર તટે જુવેમ્ ગામ છે. ત્યાં શ્રીયુત નરોતમ ભાઇનાં ભવ્ય મહાલયમાં અમે ગરમીના દિવસ ગાળવા ગયાં. ઉપનીષત્‌ને બ્રહ્મસૂત્ર ભાષ્ય સાથે, એ વખતે મ્હારી સાથે વાંચ્યાં. પછી હું લીંબડી પાલીતાણા મોરબી જુનાઘઢ માંગરોલ વડીયા અમરેલી ચાતુર્માસમાં ફરી આવ્યો ત્યારે દેવીનો મુકામ પુને હતો. દરમીયાન તેણી શું કરતી તેના નમુના તે વેળાના પત્રોમાંથીજ—

"પ્રથમ તો આપ જાણીને ખુશી થશો કે મ્હેં આજથી મુરબ્બીશ્રી સંગાથે વેદાર્થ સંગ્રહ ટીકા સહિત વાંચવો શરૂ કર્યો છે બીજું પુસ્તક, બે જૂદાં રાખી શકાય એ હેતુથી, મંગાવવા ઓર્ડર નિકળ્યો છે. મ્હારી શરીરદશા અનિયમીત, અસ્વસ્થ રહે તેથી ક્યારે કેટલું વંચાશે તે ચોકસ ન કહેવાય પરંતુ આરંભ થયો, મંગલાચરણ વંચાયું, એક

શુભ પગલું ભરાયું તો પ્રભુ પોતાના કાર્યમાં વધુ મદદ કાં નહિં કરે ! ”

એ શિવાય ગીતાર્થ સુદ્રઢ કરવાને ગીતાભાષ્ય ઉપર મ્હારી મ્હોટી હીંદુસ્તાની ટીકા સમેત સંસ્કૃત ભાષ્ય પોતાથીજ વાંચવું શરૂ કર્યું હતું તે વિશે લખે છે.

“ મ્હેં આપ પધાર્યા તેજ દિવસથી ગીતાભાષ્ય આપની હિંદુસ્તાની ટીકા સાથે વાંચવા માંડયું છે :ટીકા લંબાણથી ને અતિ રસ પડે તેવી છે તેથી વાંચતાં વિલંબ થવા છતાં આનંદ આવે છે ભાષ્ય પણ સામાન્ય ઠીક સમજાય છે એકલાં વાંચતાં આનંદ આવે, હજી એક શ્લોક વધુ વાંચું હજી વાંચું એમ થાય પણ જે ભેગાં વાંચવાંનો આનંદ તે તો અપૂર્વજ છે અર્થ સમજી મનમાં મગ્ન થવું બોલવાનું સ્થાન નહિં. ”

શબ્દબ્રહ્મમાં નિષ્ણાત થાય તેને પરબ્રહ્મનું જ્ઞાને સારૂં થાય એમ શ્રુતિ સ્મૃતી કહે છે તેનું અહી દ્રષ્ટાંત આ વિદુષી છે તે જેમ વાંચનમાં આટલો આનંદ પામે છે તેમજ સેવનમાં તેનું કેમ ચાલે છે તે જણાવે છે.

“ પુજનમાં બહુ આનંદ આવે છે. સંપૂર્ણ વ્યસન પડયું છે ને મોડું થાય તો પણ એ પુરૂં કર્યા વિના કાંજી પીવી પણ રૂચતી નથી એની કૃપા છે તે અવશ્ય વધારશે મને સંપૂર્ણ વિશ્વાસ છે. ને મ્હારા આ અઠવાડીયાના અમુક અનુભવમાં પ્રતિતિ પણ થઇ છે. પ્રાર્થ્યું અફળ જતુંજ નથી ને એ નિયન્તા સહુના હૃદયની કુંચી રૂચે તેમ ફેરવી શકેછે.”

(ભગવાન પોતેજ કહે છે)

ईश्वरः सर्व भूतानां हृद्देशेर्जुनतिष्ठति ।
भ्रामयन् सर्वं भूतानि यंत्रारुढानि मायया ॥

તે દેવી માટે પ્રભુએ દયા દરસાવી. प्रभू प्रसाद्‌થી શાન્તિસુખ થાય એમાં શું આશ્ચર્ય છે! "પુજન" એટલા ભાવથી કરવામાં આવે કે તે ક્રીયા ઉપાયજ ફળરૂપ ભોગરૂપ આનંદપ્રદ લાગે; પછી તેથી પ્રભુ રીઝે, તે ખરા મનનો ગણે એ યથાર્થજ છે તેવું તેણીને ઘણી વાર થયું છે એ બધા બનાવો ઈતીહાસો લખવા ઠીક નથી પણ આપણ તેણીનાજ શબ્દો છે. એક પત્રમાં લખે છે.

"હું મ્હારાં અતિ નબળાં પ્રારબ્ધ હાલ ભોગવું છું છતાં બરે વખતે ગમે તે પ્રકારેથી મ્હારે પણ શાન્તિ અથવા સમાધાન આવી મળે છે એટલો પ્રભુનો પાડ છે. मा कर्म फल हेतुर्भु એ વાકયે ને ત્હેની ટીકાએ મ્હારા કટાકટના પ્રસંગમાં હેવું બળ દીધું છે કે એ જો ન મળ્યું હોત તો અત્યારે શું થયું હોત તે કહેવાત નહિ."

"पार्थो वत्सः सुधीर्भोक्ता दुग्धं गीतामृतं महत्"

તે આ 'સુધી' એટલેજ સુમતિ તેની ભોક્તા, તેમાંથી મહત અમૃત મેળવે એજ ખરી અધિકારી. ગાર્ગી, મૈત્રેયીને યાજ્ઞવલ્કય મહર્ષીએ ધન વહેંચી આપવા માંડયું તે ન ચાહી અમૃત ચાહ્યું એ દ્રષ્ટાંત તો શાસ્ત્રમાં છે પણ કલીકાલમાં હાવાં દ્રષ્ટાંતે આસ્તિક થવાને શ્રદ્ધા વધારવામાં અતિ ઉપયોગી હું સમજું છું કારણ હેવા અધિકારી દુ-

ર્લભ એટલે હેવી સાક્ષીયો પણ વિરલ છે. એક વખત તેણી, વૈદ્યની દવા ને તેમાં "અમૃત કે જીવન કે હેવું કાંઈ ચાલતું હતું તે પ્રસંગને લઈ લખે છે" "મ્હારે વૈદ્યનું અમૃત ખાઈ અમર નથી થવું અહિં તો પ્રભુસેવનરૂપ જીવનામૃત ખાઇને અમર થવા અભિલાષા છે" મુમુક્ષુ પછી કોને કહે? આવડી વયને હાવી સંપત્તિની સગવડમાં દેહ છોડવાનો ને પ્રભુથી સંબંધ જોડવાનો ઉત્સાહ તેણીને થાયને અમને ખાઈ પરવાર્યા છતાં પણ હજી ન થયો હોય તો અમારે હવે તો તે માટે કેમ વિચાર ન કરવો!

તે બ્રહ્મરસનીજ ભોગી હતી જેમ મહેતાજી "તત્વની ટીપણું તુચ્છ લાગે" એમ ગાઈ ગયા છે ને સંન્યાસીના વાક્યાર્થને બોધને કડાકુટ ગણી હરીરસજ પ્રિય ગણ્યો છે તેમ એક પત્રમાં તેણી લખે છે—

"ભાઈ કહેતા કે દલીલો તકરારો છોડી દ્યો આપણું વાંચો પ્રભુનું હોય તે વાંચો તેમ મ્હને પણ ચોથા અધ્યાયની શરૂવાત (અવતાર પ્રકરણ) માં હેવી તો ગીલગીલી છુટી કે કંઈ કહી શકાય તેમ નથી પણ જ્યાં દસને બાર શ્લોક ગયા કે આવ્યા પાછા કર્મયોગને જ્ઞાનયોગ મ્હારા સ્હાંમા ડોળા ધુરકાવતા! મ્હને એમાં પણ interest પડે છે પણ પેલાં જેવું તો નજ લાગે. ત્રીજામાં **स्वधर्ममपि** એ શ્લોકની ટીકાથી તો હું હેવી ખુશ થઇ કે હું. આપને તાર મારફતે તે વખતે શેક હેન્ડ કરી લઉ એમ થયું! પણ તે ખોટું; ને કાગળ મારફતે કરૂંછું. તે માની

લેશોજી ” ગીતાના વાંચનારા આ ટુંકા ઇશારાઓથી સમજી શકશે કે તેણી કર્તવ્ય પરાયણ ને અવતારપર શ્રદ્ધાવાન કેટલી બધી હતી તેટલીજ “ અર્ચા ” માટે પણ હતી–હોવીજ જોઇએ તે તો તે બે જ્ઞાનનું ફળ છે પરીણામ છે. સત્કર્મ, પુણ્ય ને જ્ઞાનથી ઉપજેલ પ્રેમપ્રવાહયુત સેવા ભક્તિરસનો પ્રકટ આકાર છે–તે લખે છે.

“ આપણા બાગમાં હાલ હેવાં સુંદર ને વિવિધ ફૂલ થાય છે કે તે લખે લખી શકાય નહિં. જોઇને મનમાં વિચાર તો થાય પણ એને કાંઇ ત્યાં સુધી પહોંચી શકે જો કોક હેવું યંત્ર હોત તો હું જરૂર એનું પારસલ દરરોજ કરત, ને ત્યારેજ આપને બાત્રી થાત કે–સુમતિનું હૃદય શું ને કયાં છે ! આતો શું કરૂં, ગુપચુપ બેશીશ.”

* * * * *

“ મ્હારો પુજાનો ક્રમ બરાબર ચાલે છે એવા વિવિધ હારને ફૂલને પાંદડામાં ભગવાન દીપે છે કે **કહેવાની વાત નહિં**. સારાં ફૂલ હોય તો એવાં ગોઠવીયે ને ગીચ ભરાય કે મ્હને લાગે છે કે વેંકટેશજી હુ–કરીને હસી પડશે. ”

ફરી એક પત્રમાં લખે છે કે “વેંકટેશજીનેજ (પુષ્પો) ધરાય છતાં પણ વેંકટેશજીજ સાંભર્યા કરે એ પણ એક આશ્ચર્ય છેજ છે ના ! ” આ મર્મજ આશ્ચર્યરૂપ છે.—

“ મ્હારે બદલે એક બે–મંત્ર પુષ્પાંજળી સમયે હાથમાં લઇને–પ્રભુને વિનવવા કે અંધેરીથી આવેલાં ફૂલ છે તે માની લેશો ”

દ્વારકાં ને દક્ષિણ યાત્રા જનારાના જાણવામાં આવી

ગયું હશે કે અર્ચકદ્વારા ભગવાનને ભકતો પુષ્પ તુલસી ચઢાવરાવે છે કોઈ વાર્ષીક કોઇ ચાતુર્માસીક અષ્ટોતરશત સહસ્ત્ર નામથી, એમ મંત્રપૂર્વક ક્રમ છે પુષ્પાંજળીની વાત ખાસ છે.

" છબીયોને હાર, કબરોપર હાર, તેતો હાયવોય કરતાં મરી ગયેલાની પુજા કરવી, ને આતો જે પ્રમાણે રૂષીમુની આચાર્યો ભકતો કરતા આવ્યા, ને ચારે ધામને સાતે પુરીમા થાય છે તેમ કરવું એ પેલા કરતાં કેટલું ને કેવું ઉત્તમ છે તેનો બુદ્ધમાને વિચાર કરવો–અનુકરણીય કયું છે ? શીષ્ટો તો કરે છેજ ને કરશે તેહેમાં પણ ત્રિધી એક વાત છે ને પ્રેમ બીજી, બેઉ સાથે ત્યાં સોનું ને સુગંધ. મહેતાજીને જેમ " મને હરી ભજવાની ટેવ પડી " તેમ, સુમતિને બે ટેવ મુખ્ય પડી હતી–શીષ્યમાંથી ગુરૂ અવસ્થા, ને તેમાં શ્રોત્રીયને બ્રહ્મનિષ્ટ થયાં એટલે પૂર્ણ; તેમ વેદાંતને વેદાંતવેદ્ય બેનાજ સેવનમાં તેણી રત હતી એટલે તેના પત્રો તે વિષયીકજ વધુ છે તેમાંથી હવે થેડા નમુના ટાંકી દઈએ એટલે બસ થશે. તેની દ્રઢતા તેમાં થઈ ગઈ હતી. તુકારામ બાવાનો અભંગ છે कोणिनिंदा कोणिवंदो, आमां स्वहिताचा धंधा તેમ દેવી લખે છે.

" જગતની યશની બુમો સાંભળવા મ્હારૂ કામ છેજ નહીં ને કર્તવ્ય પણ તેમાં નથી નિત્ય બરાબર કરવું ને આપણો સંપ્રદાય નૈમિતિક પ્રભુ જેટલી શક્તિ આપે તેટલુંજ કરાય એમ છે "

એક કવિ કહે છે—

હારીયે ન હીમત બીસારીયે ન હરી નામ,
જાહી બિધ રાખે રામ તાહી બીધ રહીયે.

તેમ તેણી એક પત્રમાં લખે છે "હમારૂં વાંચવાનું હમારા જેવું ચાલે છે. બહુ થોડું સુએ, થોડું ખાય, થોડું હરે ફરે, ત્હેને વાંચવાનું પણ થોડુજ હોય ને? બાળક છોકરૂં ઠુસક ઠુસક ચાલે તેમ હમારે વેદાર્થ સંગ્રહ ધીરે ધીરે ચાલે છે. મુ. શ્રીને તો ઉપનીષત્ વાંચી જવાનું પણ બહુ મન છે પણ દીકરીજી હેવાં અપૂર્વ મળ્યાં છે કે સહજ શારીરીક તો શું પણ માનસિક શાંતિ પણ કયા વળવા દે હેવાં છે! વળી વચ્ચે વચ્ચે મી. અને મીસીસ Browning પણ Good morning, good night કરવાને આવે ને તે સુંદર સુંદર કવિતા દ્વારા; એટલે થોડું એ પણ ચાલે. વળી ઘણું ખરૂં ગીતાજી પણ કૃપા કરે" આ તો ભજનાનંદની વાત. હવે બ્રહ્માનંદ.—

વેદાંતમાં બે આનંદ છે ગીતાજીના સૌથી ઊતમ ને પ્રથમ શ્રોતા સંજયે ગીતાજીમાંજ છેલે બે શ્લોકથી તે બે આનંદનું વર્ણન અનુભવ પૂર્વકજ કહી દીધું છે પ્રથમ ભજનાનંદ—

तच्च संस्मृत्य संस्मृत्य संवादमिममद्भूतं।
विस्मयो मे महान्राजन् हृष्यामिच पुनः पुनः

હે રાજન્! આ અદ્ભૂત સંવાદને સ્મરી સ્મરીને મને મહા વિસ્મય થાય છે ને હું ફરી ફરીને હર્ષ પામુ

છું." એ ભજનાનંદ. એતો સુમતિનું સતત જીવન પ્રાણ રૂપ જીવન હતુંજ પણ તેનું ખાસ જીવન સાકારનો અનુભવ ને તેથી મળતો આનંદ એટલે ભગવદાનંદ! તે માટે જેમ સંજય—

**तच्च संस्मृत्य संस्मृत्य रुपमत्यद्भूतंहरेः ।**

**विस्मयोमे महान्राजन् हृष्यामि च मुहुर्मुहुः ॥**

અર્થ—ઉપરને મળતોજ છે. સંજયને વિશેષ કૃપા થવાથી શ્રી કૃષ્ણમાંજ દીવ્ય દૃષ્ટીથી બ્રહ્માનંદ પ્રાપ્ત થયો, તેમ સુમતિને વેંકટેશજીની છબીમાં તે પ્રકટયો ને તે સેવા પર્યંત પર્યવસાન પામ્યો એ જણાવી તો દીધું છે, તોપણ ખાસ એક દૃષ્ટાંત ઊચિત મળી આવ્યાથી અહી લખું છું. સંજયના પ્રભુ શ્રી કૃષ્ણનાજ ઊત્સવનો પ્રસંગ છે.

"જન્માષ્ટમીને દિવસે હમે પણ રાત્રીના અહીં આનંદ કર્યો હતો મી. ખંડેરાવે વેંકટેશજી સમીપ વિજળીનું લાઇટ ગોઠવી ઠીક ઠાઠ કર્યો હતો મુરબ્બી શ્રી છેક સાડાબાર સુધી નીચે રહ્યા હતા. પ્રભુ પ્રસાદી વગેરેમાંથી પદ ચલાવ્યાં હતાં કારણ તે દિવસ સૌ. ન્હાની બ્હેન અહીં હતી. છેક આરતી કર્યા પછી ખાસ પ્રસાદી લઇને મુ. શ્રી સુતા હતા તેમજ આખા ગૃહની મંડળીએ પ્રસાદ ખાસ માગી મગાવીને લીધો હતો પ્રભુ પોતાની પ્રભા પોતાની મેળેજ પ્રસારે છે, ને હું જોઊ છું પણ ખરી."

તેણીની પ્રભા કુટુંબ કરતાં એ આગળ વધી બીજા સત્ સમાજેમાં પણ ફેલાવા માંડી પણ તેથી તો તે પરમ

સાત્વિકી ઊલટી ચમકી. તુકારામ બાવા કહે છે—

**मान दंभ चेष्टाहेतो सूकराची विष्टा ।**

પ્રસ્તાવિક શ્લોક પણ છે—

**अभिमानं सुरापानं-गौरवमंति रौरवम् ।**
**प्रतिष्ठा सूकरी विष्टा त्रिणीत्यक्त्वा सुखी भवेत् ॥**

આ દીનબાળામાં કેવી દીનતા હતી તે માટે અહીં થોડા નમુના મુકું છું—

" જગતમાં મનુષ્યોને ઘણી જાતની Whim હોય છે. એમાં જૂદા પ્રકારની પણ એકજ અંતમાં મળતી બે વિચિત્ર Whim હોય છે. એક દુનીયાંમાં પોતાને બહુ માનતા ને હમે પણ ઘણાં ઊચ્ચ ને યોગ્ય-ઇત્યાદી-છીયે તેમ માનવું એ Whim, Pride માં અંત જઇને મળે છે. ને બીજી પોતાને અતિ તુચ્છ ને ઇત્યાદી ઈત્યાદી માનવાં. તે Whim પણ Pride માં અંતે જઇને મળે છે. બંને Whim એકજ દોષના રૂપમાં પ્રકટે છે ને તે હાનીકારક પ-રિણામ આણે છે. હું બીજા કલાસની Whim માં છું. ને એને લીધે કેટલોક ગેર ફાયદો થાય છે તે સમજું છું, છતાં છોડાતી નથી. એટલે હું આ જન્મારો કોઇને શીખવનાર કે સમજાવનાર કે ઉપદેષ્ટા તરીકે થવાનીજ નથી. મ્હારી જીંદગી Master નહીં પણ Pupil તરીકે-મ્હારી લાઇફ ગુરૂ નહિં પણ શિષ્યા તરીકે અને મ્હારૂં સમસ્ત જીવન વિદ્યા-દાતા નહિ પણ વિદ્યાર્થી તરીકે પસાર થવાનું છે. એટલે કે આપે......બાઇને લખેલ કદી અમલમાં આવે તેમ

નથી............" બાઇયો જેવીજ ભાઇયો માટે ચેતવણી દે છે.—

"............ભાઇનો સાત સાઈડ ભરીને પત્ર છે. અનંતપ્રસાદજી ! સત્ય બોલુ છું કે હું મ્હારા હૃદયથી હેવી પ્રશંશાના કાગળો જોઈ ઘણી કંપુ છું મ્હને અંદર ખાનેથી એજ ભય રહ્યા કરે છે કે પ્રભુના નિમિત્તથી—ત્હેના બ્હાનાથી મ્હને કોઇ પણ જાતનો ગેરવાજબી લાભ અથવા યશ મળે તો હુ અતિ દોષિત થાઊં. પ્રભુને સાક્ષાત છેતરવા કરતા પ્રભુના નિમિત્તેથી હું એક અંશમાં પણ જન સમાજને છેતરવા વાળી થાઊં તો મ્હારૂં આટલું પ્રાપ્ત કરેલ—ને પ્રભુ નિમિત્તે જે કાંઈ કર્યું હોય તે સર્વ અફળ જાય. માટે કૃપા કરીને હવે............ને અને બીજા જે-ખાસ મ્હારી હેવી પ્રસંશા કરનાર હોય તે સર્વને મારી વિનંતી છે કે મહેરબાની કરીને—મને છું ત્યાં રહેવા દેવામાં ખાસ સહાયકારી થશોજી."

અમે પુને સાથે રહ્યાં, વાંચ્યું, ને પાછાં દક્ષિણ વૈકુંઠોત્સવ કરવા હું ગયો ત્યાં સાંભળ્યું કે સુમતિને અણઊતાર જ્વર લાગુ પડયો. પછી જણાયું કે તેણીના શરીરમાં તો ક્ષયના જંતુઓ છે, ને તેથીજ તેણીનો આ મંદવાડ છે તે ખરેખર તેમણે પુંઠે હેવું જોર દીધું કે જેના પરિણામમાં તે દેહનું પરીણામ આવ્યું પણ તેમાં રહેલા આત્માનું શું. ?

કઠવલ્લી ઉપનીષત્‌માં છે કે—

आत्मानं रथिनं विद्धि शरीरं रथमेवतु ।
बुद्धिं तुसारथिं विद्धि मनः प्रग्रहमेवच ।
इन्द्रियाणि हयानाहु विषयां स्तेषु गोचरान् ।

આત્માને રથી ને શરીરને રથ જાણવો. બુદ્ધિને સારથી જાણ ને મનને લગામજ, ઇન્દ્રિયોને ઘોડા કહે છે ને તેમના વિષયો તે તેમના માર્ગ છે. તેમાં જે અવિજ્ઞાનવાન હોય તેની તો વાત અહીં શું કામ લખીયે પણ શ્રુતિના શબ્દોમાં--

यस्तु विज्ञानवान् भवति समनस्कः सदा शुचिः ।
सतुतत्पद मामोति यस्माद्भूयोन जायते ॥

અને જે વિજ્ઞાનવાન જેનું મન વશ સદા શુચી રહે છે તે તે પદને પામે જ્યાંથી ફરી જન્મતો નથી. તેનુ નામ सोध्वनः पारमाप्नोति तद्विष्णोः परमपदम् તે માર્ગનો પાર પામી જાય છે વિશ્નુના પરમ પદને પામે છે. તે તેજ વિશ્નુ પરમ પદ છે જેને तद्विष्णोः परमपदं सदा पश्यंतिसूरयः “વિશ્નુનુ પરમ પદ તે છે જેને સૂરી સદા જૂવે છે.” એ સૂરી—આલવાર—ભૂપર આવ્યા ત્યાં તેમને માટે વિશ્નુનું પરમ પદ ભૂમિ ઉપર—ભૂમિ વૈકુંઠ—શ્રીરંગ ધામ પ્રકટ રહ્યું છે ને ત્યાં તેજ આનંદ ઉત્સવ અમ લોકો—પ્રભુની પ્યારી પ્રજાને—માટે અદ્યાપી એ સૂરી સભા ભરાઇ ને થાય છે. સર્વ માન્ય શ્રીમત્ ભાગવતમાં ભવિષ્ય વાણી છે કે कलौखलु भविष्यंति नारायणपरायणाः તે

द्राविडेषु च भूरिशः દ્રાવીડમાં ટોળે ટોળાં થશે તેમ અદ્યા-
પી ત્યાં તેવા પૂણ્યાત્મા પ્રકટે છે, ને તે પરમ પદનો આ-
નંદ આ ભૂમી પર લૂટે છે. यथा क्रतु न्याय થી અહીથીજ
ત્યાંનુ મન, તેવું મન, તે આનંદાનુભવ–પૂર્વક બનાવે છે.
બને છે, સૂમતિએ તે નજરે જોયું, ને પોતાની દક્ષિણ
યાત્રામાં વરણવ્યું પણ હતું. પાનું ૧૩૭

" પડવાને દિવસે શરૂ થઇ, વૈકુંઠ એકાદશી (પોષ
શુક્લપક્ષની) ને દિવસે એની સમાપ્તિ થાય છે પ્રથમ દશ
દહાડા ભગવાન (ઉત્સવ વિગ્રહ) અર્જુન મંડપ કરીને
વિમાનની બાજુમાંજ મંડપ છે ત્યાં આવી વચ્ચો વચ્ચ
બીરાજે છે. ને સ્હામે સર્વ આલવાર (પાર્ષદના અવ-
તાર–સૂરી) આચાર્યોની (જેમના જીવન ચરિત્ર આ સાથે
છે એજ સુમતિના વેદાન્તીયો છે જેમના વેદાંતથી તેણીના
આત્માની ઊન્નતિ થઇ. તે કેવી ? જેવી તે વેદાંતીયોની થઈ
છે તે હજી અર્ચારૂપે એજ કાર્ય કરે છે, જનહિત માટે
જનો દ્વારા કરાવે છે, ને પ્રભુને પુજે છે ને પુજાય છે
તેથી એમનાં ચરીતોમાંજ સુમતિનું ચરિત ઊચિત છે આ
ચરિત પછી એમનાંજ ચરીતો આવવાનાં છે ને તે સુમ-
તિનાજ લેખથી) મૂર્તિને પધરાવે છે. ત્યાં જાહેર લોકોની
વચ્ચે ભગવાન સન્મુખ સારા આચાર્ય દ્વારા આલવાર આ-
ચાર્યના કરેલ દીવ્ય પ્રબંધો દ્રાવિડ ભાષામાં વંચાય છે ને
દિવા સમય પછી મંદિરના અંદરના ભાગમાંજ ભપકા
બંધ સ્વારી ફરી ભગવાન વિમાનમાં પધારે છે."

એ ઊત્સવમાં પોતાનો અનુભવ તેણી આ પ્રમાણે વર્ણવે છે.

" હમે પ્રથમ સ્વામીજી મહારાજને ત્યાં જઈ ત્હેમની રજા લઇ મંદિરમાં આવ્યાં. ચંદ્રપુષ્કરણીમાં માર્જન કરી અંદર દાખલ થયાં. માંહેના ભાગમાં પણ ઉત્સવની તૈયારી થઇ ગઈ હતી........મૂળ વિમાનમાં ન જતાં હમે પ્રથમ અર્જુન મંડપમાં ગયાં. વચ્ચો વચ્ચ એક ઊંચા આસન પર સિંહાસન જેવી પાલખીમાં ભગવાન બીરાજેલા હતા. બહુ સુંદર અલંકારો ધરાવેલ હતા મુકુટની શોભા વિલક્ષણ હતી એમની બરાબર સ્હામે નીચેના ભાગમાં દૂર આલવારો તથા આચાર્યોની પાલખી સિંહાસન હતાં. એ બંન્નેની વચમાં બે બાજુએ મ્હોટા આચાર્યો હારબંધ બેઠેલા હતા, ને વચમાં બે વિદ્વાન બ્રાહ્મણો માથે મુકુટ ધારી ડોકમાં ફુલના હાર પ્હેરી ગંભીર સ્વરથી પ્રબંધ ભણતા હતા. આચાર્યોની પછવાડે એક ભાગમાં લોકો, બ્રાહ્મણો તથા બીજા ભાગમાં સ્રીયો બેઠેલ હતાં મ્હોટો " **દરબાર** " ભરાયો હોય એવી ભવ્યતા પ્રસરી હતી. એટલા લોકો છતાં પણ બધું શાંત હતું. * * * બપોરે બાર વાગ્યે ભોગ ધરાવી થોડીવાર વિરમી પાછું પઠન શરૂ થાય છે. રાત્રે સર્વ આચાર્યો, આલવારોને ઘટતા માન સાથે વાજાં મશાલો વગેરે આપી એક પછી એક વિદાય કરી પછી ભગવાનની સ્વારી નિકળે છે. હમારે રાતની આઠ વાગ્યાની ટ્રેનમાં ત્યાથી ચાલવાનું હતું તેથી એ ઠાઠ જોવાનો ન્હોતો પણ અધ્યયનના ઠાઠથીજ, મર્યાદાપૂર પઠનથીજ મન ઉપર બહુ અસર થઈ. થોડીવાર

એક બાજુ ઊભાં રહી નિવૃત્તિથી એ **દરબાર** ને નિહાળી હમે ભગવાનની પાસે વિમાનમાં ગયાં ત્યાં પણ તે દહાડે લોકોની ઠઠ સારી હતી. બધાંને આઘાં કરી થોડી વારમાં હમને અંદર લીધાં રંગનાથનો ભપકો વળી અદ્દભૂતજ હતો. * * * આરતીથી બરાબર દર્શન કરાવ્યાં ને એકલું તીર્થજ આપ્યું." તેણે એ શોભા ઉરમાં ઊતારી લીધી હતી ને તે તેણીને કેટલી પ્યારી લાગી હતી તેની પરિક્ષા પુંઠે બીજે ત્રીજે વરસ અમે જ્યારે ત્યાં ગયા, ને તે વૃતાંત લખ્યા ત્યારે ઉત્તરમાં આવેલા પત્રોથી થઇ. "કોરોનેશનના દરબારના કે દીલ્હી દરબારના" ખબર વાંચી લૌકીકો પ્રસન્ન થાય છે તેમ સુમતિ જેના દરબારમાં સદા જઇ રહેવાની હતી તેના દરબારના વૃતાંતથી કેવી રાજી થતી હતી તે માટે તેણીના છેવટના પત્રામાંથી થોડું ટાંકીએ એટલે તેણીની ખરી આત્મોન્નતી થઇ એમ માની ચિત્ત શાંત થાય.

"બધો સંસાર પહેલો ઊકેલી પછી પરમાર્થ વિષયમાં જોડાઇને આપના ઉત્સવ વર્ણનના પત્રો હસ્તમાં નિવૃત્તિથી લઇ સુતાં સુતાં અત્યંત ધ્યાનથી વાંચ્યા. આપના કદાચ ખ્યાલમાં પણ નહિ હોય કે હું એ પત્રો કેટલા માનથી ને કેવા ધ્યાનથી ને કેટલા એકતાનથી વાંચું છું. આખા પત્રો અત્યંત રસ પૂર્ણ છે પરંતુ એક ખાસ Incident થી હું એવી તો થોડી ક્ષણ લુબ્ધ બની કે ત્હેનો સાક્ષી મ્હારો વ્હાલો વેંકટેશજ છે.

* * * *

ક્ષણ એક એ વિચાર મ્હારા મનમાં રહ્યો બીજીજ પળે મ્હારી ક્ષુદ્રતા, પાપો, અશુદ્ધતા, ઇત્યાદિ સર્વ હૈયે

ધાઈ આવ્યું ને એક ન્હાના અશ્રુના બિન્દુરૂપે મ્હારી આંખોમાં ઝાંખ લાવ્યું કેવી Vanity કેવી hateful pride પ્રભુ તે ક્ષમા કરો એજ ”

“ વૈકુંઠોત્સવની સહેજ રહાજ ઝાંખી મ્હને પણ શ્રીરંગ કૃપાથી થઇ છે એટલે, તેમજ પ્રાકાર મંડપો ઇત્યાદીનું ચિત્ર પ્રભુ કૃપાથી હજી મ્હારા મગજ ઉપર દ્રશ્ય ચિતરાયલું છે તેથી આપે લખેલાં વર્ણનો હું કેવી રીતે સમજીને Appreciate કરી શકતી હઇશ તે આપના ખ્યાલમાં સહજ ઊતરશે. આપે સ્વારીના કરેલ વર્ણનમાં હું મ્હને પણ મ્હારી કલ્પના ભૂમિમાં ઊભેલી જોતી. આપને તો લગભગ દર વરસ એ સુખ એ અનુકુળ અનુભવ–ભોગવવાનો સમય આવે છે એટલે કદાચ દરેક અત્યંત સુલભ સુખની જેમ અતિ આતુરતા ન રહે તેમ ન રહે. પરંતુ મ્હારા જેવાં દીન દુઃખી જેને એ ચીજ દર્શન સેવન દુર્લભ છે ત્હેને તો ત્હેની ખુઝ ત્હેના મનમાંજ છે વધારે શું લખું ! શ્રી વેંકટના રૂપમાં મ્હારા મનમાં વસેલ મ્હારો નાથ સાક્ષી છે. ”

એ મનમાં વસેલ વેંકટેશપર કેટલો પ્રેમ જામી ગયો હતો તેનો છેવટ એક દાખલો હવે બસ થશે. યમનિયમ આસન પ્રાણાયામ પ્રત્યાહાર પછી ધ્યાન ધારણા કરે જેથી સમાધી સાધી શકાય ! કારણ હવે તે તેજ રસ્તે વળી બીજી ક્રીયાઓ કરવા અશક્ત હતી ને અશક્તિ પ્રતીદીન વધતી જતી હતી येषांत्वंतगतं पापं ” તે સ્થીતિ આવી ચુકી હતી તેથી भजंतेमां द्रढव्रताः. માટે તેણી લખે છે

આપના ને મ્હારા ઘણાખરા વિચાર એક છે તેથી મ્હારે એક વાત લખવી છે તે હું ખુલ્લા દીલથી લખુ છું, ઘણા વખતથી મ્હને વિચાર થતો કે માગું કે નહિં ! આપ સમજ્યા ! મ્હારે મ્હારા સુવાના ખંડમાં રાખવાને સારૂ બહુજ સુંદર ને અતિસાદી શ્રી વેંકટેશની એક છબી જોઇએ છીએ. જે પુજનમાં રહે છે તે તો પડદામાં રહેનાર ને આતો મ્હારે ખરેખર ઊઠતાંજ દર્શન થાય તેમ ગોઠવવી છે તો કૃપા કરી તપાસ કરાવી એકાદ સારો ચિત્રપટ લેતા આવશો ? ”

ભીષ્મ પીતામહ બાણ શૈયાપર–ગજેન્દ્ર જળમાં–તેમ હવે તેણી મુક્તિની સમીપ હતી પણ પ્રત્યક્ષમાં પ્રબળ તાપથી તવાતી વિશુદ્ધ થતી હતી આ તેના આત્માની ઊન્નતી પૂરી થવાનો છેલ્લોજ પ્રયોગ હતો. હું તેનો અહીં તો છેલ્લોજ પત્ર–દાખલ કરૂ છું, પત્રમાંથી થોડુ ટાંકું છું.

“મ્હારો પ્રભુ અતિ દયાળુ છે. (એમ શરૂવાત) હું તો રંગનાથ માળાના “મેરે રંગપતિ સરકાર ” વાળું જે પદ છે તેવી સ્થીતિવાળી છું પ્રારબ્ધોથી લાચાર બની છું કંટાળી છું. છૂટીને પણ ક્યાં જઇશ ? કર્યાં કર્મ ભોગવ્યા વિના શો ઉપાય ? મ્હેં તો હવે છેક હારીને પ્રભુને હાથે સર્વ દોરી સોંપી છે; મ્હારાં દરેક અભિમાન ગયાં છે. મ્હારૂ કર્તવ્ય એકે પુરૂ થયું નથી, ને હું છેક અકિંચન વિભિષણ મહારાજથી પણ અકિંચન, વધતી–કારણ કે ત્હેમને તો શરીર સુખ પણ હશે–શ્રીરામ સ્વામીના ચરણમાં

પડી છું. એને ઉચિત લાગે તે મ્હારૂ કરો. !"

सकृदेव प्रपन्नाय तवास्मीति चयाचते ।
अभयं सर्व भूतेभ्यो ददाम्येत द्वृतं मम ॥
अनृतंनोक्त पूर्वं मे नच वक्ष्ये कदाचन ।
द्विशरं नाभि संधत्ते द्विस्थापयतिनाश्रितान् ॥

એકવાર પણ શરણ થવાને સારૂં ત્હમારો છું એ પ્રમાણે યાચના કરે છે તો તેને સર્વ ભૂતોથી અભય આપુ છું એહવું મ્હારૂ વૃત છે. તે કોનુ વૃત? જે કદી પૂર્વે જુઠુ બોલેલ નથી ને કદી બોલશે પણ નહી, જે બેશર સાધતા નથી ને બેવાર આશ્રીતને સ્થાપતા નથી છેવટ " द्विर्ददातिनचार्थिभ्योरामोद्विर्नाभिभासते " અર્થીને બે વાર આપતા નથી તે રામ બીજું બોલતા નથી ! એટલે ત્હેના એકવાર થવું ને તેની કૃપાએ એકવાર થવી બસ છે. તેણીનું ઇપ્સિતસ્થાન વેંકટગીરીને ત્યાં શ્રી વેંકટેશ હતા તેની છેવટ તેણીએ આર્ત પ્રપત્તિ કરી.

### રાગમાઢ.

આવી ગઇ છું ત્હારે દ્વાર મ્હારા વેંકટવર સુખકાર,
લીધું શરણ પ્રીતે તે ઠાર મ્હારા વેંકટવર સુખકાર;
આવી તેથી દર્શન પામી મોહિત થઈ અમોઘ,
તદપિ ન થાતું મનનું ચાહ્યું હું છું પાપી ઘોર;
દુઃખમાં ડુબું વારંવાર મ્હારા.
તનનું વિધ વિધ મનનું વિપરીત કષ્ટ ન શમતું નાથ,

એક મટે કે બીજું પ્રકટે એવા જાયે દીનરાત:
મ્હારી સ્થિતિ રહે દુખકાર. મ્હારા.
અઘનું ફળ દુઃખ ત્હેનું નિવારણ ત્હારૂં શરણું ઉપાય,
એ આવી પ્રત્યક્ષ્ય લીધું, પણ દુઃખ ન મ્હારૂં જાય;
પ્રારબ્ધોથી છું લાચાર- મ્હારા.
તું સર્વેશ્વર સ્વતંત્ર ત્હારા નિયમ ન ફેરવ દેવ,
હું પાપી પણ ચાહું અખંડીત, વિના વિઘ્ન તુજસેવ;
એ હેતુથી કરૂં છું પુકાર. મ્હારા.
તેથી હવે તો ક્ષમા ક્ષમારે ક્ષમા કરો શ્રી કંથ,
દીનબાળા બસ ક્ષમા ચહે છે સહુની ક્ષમા અનંત!
આરત બનીને સર્વ પ્રકાર. મ્હારા.

આ કાળનુ આ લઘુ ભીષ્મસ્તવરાજજ સમજો; હું શ્રીરંગજીથી ઉત્સવ કરી અંધેરી આવ્યો. તેણી ખરેખર આર્તને પરલોકાભીલાષીજ બની ચૂકી હતી. મેં તેને રહસ્યમાં બધું પુછી લીધું. સુભાગ્યે ગદ્યત્રય સભાષ્ય મને શ્રીરંગજીમાંથી દેવનાગરી લીપીમાં મળી ગયુ હતું (જેનું હીદુસ્તાની ભાષાંતર છપાઈ ગયું છે) તે ત્રણે ગદ્ય શ્રી શરણાગતિ-શ્રીરંગ ને શ્રી વૈકુંઠ ગદ્ય તેની આગળ વાંચ્યાં-તેણી સમજી, મને ધીરજ દીધી, ખાતરી દીધી, મ્હારા વેંકટેશની પણ તેણે રજા લીધી તેમને ઊરમાં વાસ આપ્યો ને મ્હારે માંગરોળ જવું પડયું ત્યાં સાંભળયું કે તેણી ખરેખર પરમપદની તૈયારી કરે છે. તેથી ખરે વખતે તેની શી સ્થીતિ મતી છે તે તપાસવા હું પંચગીની પહોંચ્યો. તે સાધવી સદ્ય મ્હારા મનો-

ભાવ કળી ગઈ ને જે કવિતા સૌ. ન્હાની બ્હેન પાસે ગવરાવી મને સંભળાવી તે આ હતી. મ્હારા મનોભાવનો જવાબ હતો; તે એક અદ્‌ભૂત બનાવ હતો; એટલુંજ બસ છે.

## હરીગીત.

હું ધારૂ છઊં આપણ સહુ અત્યંત તકરારી છીયે,
પ્રભુએ રચેલા ચારૂ જગના નિત્ય ફ્રીયાદી છીએ;
આતુર અતિશે બની અને પૂકાર કરતાં આપણે,
સંતોષ લેશ ન ધારતાં અસ્વસ્થ સરવે માનવે.

## એકત્રીસો સવૈયો.

હા ! એ સહુ તકરાર ખરી યદિ અન્ય આશ નહિ હોત જરી,
હા ! ને બીજું ઊત્તમ સુખ નવ હોત પ્રાપ્ય તો બૂમ ખરી;
આ પૃથ્વીના ગોળાની ઉપરાંત કશું નવ હોત યદી,
આ ભૂરા નભની પાછળ નવ પૂર્ણ સર્વ થતું હોત યદી.

## હરીગીત.

તો તો જરૂર બેધ્યાન ને બેભાન આપણ થાત હા,
તો તો વિચારો વિવિધ આવી ત્રાસદાયી થાત હા;
શું જીંદગી ? શા કાજ જીવવું ? આત્મ શુ ? ને મૃત્યુ કાં ?
એ સર્વ સુખ દુઃખના વિચારોથી મુંઝાઈ જાત હા !

## સવૈયો.

કિંતુ નથી તેવું કંઇને છે વિશાળ ક્ષેત્ર મનુજ માટે,
આશાઓ બીજી ધરવાને અગાધ સ્થાન સહુ માટે;

તો પછી શું એ યોગ્ય ગણાએ પુકારી ને તકરારી થવું
થોડા કાજની ખોટ ખાલી કાજે શું ઘટતું આરડવું.

### હરીગીત.

ઓ દીન ઊર ઝટ શાંત થાને સ્વસ્થ બનીને આજથી,
આનંદી પંથી જેમ, તું પંથે વિચરજે હાલથી;
તુજ જીવન રૂપી માર્ગમાં મધુરાં ગીતો અતિ હર્ષથી,
ગાઈ અને પંથે જજે તું ત્વરિત પગલે ગર્વથી.

**कृतकृत्या प्रतिक्षंते मृत्युं प्रिय मिवा तिथिम्** કૃતકૃત્ય પ્રિય અતિથીની પેઠે મૃત્યુની વાટ જુવે છે. એમ દેવીને જોતી જોઈ, મ્હારે તો નાદુરસ્ત તબીયતને લીધે પંચગીની છોડવું પડયું પણ તે પણ ત્વરિત પગલેજ તૈયાર થઈ. ગંગા જેવી વિશુદ્ધ મન વાળીનું તન પણ નાશીક ગોદાવરી ગંગામાંજ જળરૂપ થઈ વહ્યું ને તેનો અમર આત્મા શાસ્ત્રના શબ્દોમાં નિચે કહ્યા શ્લોકો પ્રમાણે પૂર્ણ ઊન્નતી પામવા અમારામાંથી અદ્રશ્ય થયો ને અમને બોધ દેતો ગયો તે શિષ્ટોના આચરણ પ્રમાણેજ **महाजनोयेन गतःसपंथाः** તે મહાજન કેમ થવાય ને તેમના પંથે કેમ પડાય એ લખી વરતીને શીખવતો ગયો. વધુમાં તેહેવાં અનેક ચરિત્રો છેક પરમપદજ પહોચેલના સ્વહસ્તેજ પ્રથમથી લખી રાખ્યા તે હવે આવશેજ અહી; તેના સર્વ સદ્ભાગીનો ક્રમ શાસ્ત્રના શબ્દોમાંજ કહીયે એટલે પૂરતી.

**सत्संगाद्भव निःस्पृहो गुरुमुखात् श्रीशंमपद्यात्मवान् ।**
**मारब्धं परिभुज्य कर्म सकलं मक्षीण कर्मांतरम् ॥**

न्यासादेव निरंकुशेश्वर दया निर्लून मायान्वयो ।
हार्दानुग्रह लब्ध मध्य धमनी द्वारात्वहिर्निर्गतान् ॥
मुक्तोर्चिर्दिन पूर्वपक्ष षड्दुडमासाब्दवातांशुमत् ।
ग्लौविद्युद्वरुणेंद्र रुद्र महिनः सीमान्तासिध्वाप्लुतः ॥
श्रीवैकुंठमुपेत्य नित्यमजडत्तस्मिन् परब्रह्मणः ।
सायुज्य समुवाप्यनंदति सम तेनैव धन्यः पुमान् ॥

સત્સંગથી પછી નિસ્પૃહથા; ગુરૂ મુખથી (જ્ઞાન મેળવી) શ્રી પાતની શરણાગતિ કરવી, પછી પ્રારબ્ધ ભોગવીને કર્મ તમામ પૂરાં ક્ષય પમાડીને, શરણાગતિ વડેજ નિરંકુશ હેવા ઈશ્વરની દયા વડે માયાનો સંબંધ ધોવાઈ જવાથી અંતરયામીના અનુગ્રહથી શુશુમ્ણા નાડી મળવાથી તે દ્વારા બહાર નીકળે છે.

( આ પ્રમાણે ક્રમે આત્માની ઊન્નતિ દેહથી નિકળીને થાય છે. )

તે મુક્ત અર્ચી—દીવસ પૂર્વપક્ષ—ઊત્તરાયન વર્ષ વાયુ. સૂર્ય આકાશ વિજળી વરૂણ ઈન્દ્ર રૂદ્રને છેવટ આ બ્રહ્માડની સીમાને પણ વટાવી અંત સમુદ્રો ઓળંગી શ્રી વૈકુંઠને પામી નિત્ય અજડ એવા તે સ્થાનમાં પરબ્રહ્મની સાયુજ્યતાને પામી તેના સમાન આનંદ તેની સાથે પામે છે. તે પુરૂષને ધન્ય છે.

આ વેદાંત પ્રતિપાદીત અર્ચીરાદી અપુનરાવૃતી—ગતિ છે. ને. તે આવા વેદાંતીના આવા વેદાંત વડે આવાં સભાગી આશ્રયે પામે છે. છેવટ; ॐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ—

---

# પરીશીષ્ટ.

## અ. સૌ. સુમતિ બ્હેનની સુપ્રજા અને સિદ્ધાન્ત.

દીનબાળાની શારીરીક સ્થીતિ પ્રજા ઉત્પન્ન કરવાને યોગ્ય હતીજ નહીં. પણ માનસીક સૃષ્ટીમાં લેખો–જે છપાયા નથી તેને બાદ કરતાં જે પદ્યાત્મકને ગદ્યાત્મક તેણીનું લખાણ પ્રસિદ્ધ થયું એજ તેની સુપ્રજા છે. તે શારીરીક પ્રજા કરતા ચીરંજીવ નાત જાતના, શ્રીમંત ગરીબના ભેદ વગર સર્વ–જે તેમના સંબંધમાં આવે તેમને સતત ઉપકારી ને તેમના સત્સંગ પ્રતાપે છેવટ તેમનો પણ સિદ્ધાંત તેવોજ થાય તો શું નવાઇ છે. બહાર પડેલા બધા ગ્રંથોની ઉપર લખવાની અમારી ઇચ્છા નથી તેનાં કાવ્યોનો સંગ્રહ "હૃદય ઝરણાં" નામથી છપાય છે તે પર ઉચિત લેખ ઉચિત સજ્જન લખશે એટલે તે શિવાયના તેમાં જે ધ્યાન પર લાવવા જેવું આવશ્યક લાગ્યુ તે અહીં છે.—

આ સદ્‌ગુણી બાળાએ ગુજરાતીને અંગ્રેજી શિક્ષણ લીધું તેનું પ્રથમ ફળ "સદ્‌ગુણી સ્ત્રીઓ" લખી ગુજરાતી પ્રજા ખાસ કરીને પોતાની સ્વદેશી બ્હેનોને અર્પ્યું એટલે તેમની પ્રથમ સેવા બજાવી તે ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીએ છપાવ્યું છે. એટલે તેનુ ઉપયોગીપણું સાક્ષર વર્ગે સ્વીકાર્યું એમ અર્થાતજ ઠર્યું.

સદ્‌ગુણનું ફળ "સદ્ધર્મ" પરલોક તે માટે તેણીએ

પ્રથમ " ગીતાર્થ સંગ્રહ " હજાર પુસ્તકો છપાવી વહેંચ્વા ગોઠવણ કરી ને તે અદ્યાપી માગે મંગાવે તેને મળે છે. એ રીતે બાઇયોથી વધી ધાર્મીક ભાઇયો બાઇયો ઉભયની પણ યત્કિંચિત સેવા પોતામાં શક્તિ આવતાંજ તેનો ઉપયોગ કરીને કરવા માંડી.

સદ્ધર્મનુ ફળ ' પ્રભુ પર પ્રેમ ' ને તે એટલો બધો ઊભરી આવ્યો કે તેણીયે દક્ષિણ યાત્રા કરીને તેનો લાભ ઘેર બેઠે ગુજરાતી વર્ગને આપવાને સુપ્રસિદ્ધ દેવોનાં દર્શન કરાવવા તેમની છબીયો સુધાં તેમાં મુકી " દક્ષિણ યાત્રા " પણ તે પુરી થતાંજ લખી છપાવી પ્રકટ કરી છે. અને જેમ એક સુપુત્ર પીતાનું ગયા શ્રાદ્ધ કરે તેમ એક સુપુત્રીએ પ્રેમ પુષ્પાંજળી શ્રીરંગ ધામમાં અર્પણ પત્રિકા લખી પ્રભુ ધામમાં જઇ રહેનારી માતાને પ્રભુ ધામમાંજ અર્પણ કરી છે. मातृदेवोभव તે ઋણ મુક્ત બાળા તે થકી થઈ.

યાત્રાથી તેનું સ્મરણ ધ્યાન કરવાથી પ્રભુ પર પ્રેમ આવે એટલે તેનું ગુણ ગાન કરવા મન થાય તેથી " પ્રભુ પ્રસાદી " લખી યાત્રાથી આવી બીજાને :પ્રસાદી આપે તેમ તે દીવ્ય પ્રસાદી—એ પદો પ્રભુનેજ અર્પણ કરીને સૌને સારૂ રાખી છે.

અને તેનો સ્વાદ તેનો રસ ચાખનારને ઘણો લાગવા સાથે તે પ્રસાદી થોડી લાગવાથી એથી પણ મ્હોટા મંડળમાં—ઉપયોગી થાય એહેવા ઉદ્દેશથી પૂર્વના ભાવનીજ અભિવૃદ્ધી રૂપે તેનોજ બીજો ભાગ તેની જાણે બ્હેન બ-

હાર પાડી તે સાથે પોતાની પ્રભુને ઘેર પહોચી ગયેલ બ્હેનને સ્મરી તેની તરફનો પુજ્યભાવ પ્રદર્શીત કર્યો છે !

આનંદ ઘનના આનંદમાં ખરો આનંદ માનનારી એક વર્ષ તો આનંદ પત્રની અર્ધી લેખકજ બની, બાકી પણ બનતી મદદ આપવામાં એટલે પ્રભુ ભકતોની સેવા કરવામાં દેશકાળાનુગુણ–રૂચીકર લેખો લખી તેણીયે મદદ આપી, તેથી તૃપ્તી ન થવાથી માનીતા આનંદના ગ્રાહકોનેજ તે અર્પણ કરવાનું લખી 'સુરેશ અને યશોધરા' નામે સંસારીક નવલકથા બીજાને પણ કામ લાગે માટે અલગ પણ છપાવી છે.

આ નાટકોને નોવેલો લખવાનું મૂળ સંસ્કૃત નાટકો કે કાદંબરીયો નથી પણ અંગ્રેજી નાટકોને નોવેલોનો વાંચનનો દીર્ઘ અભ્યાસ એ હતું, ને તે માટે શાળામાં તો થોડોજ અભ્યાસ કરેલ, વિશેષ ઘેર શીક્ષણ લીધેલ તેમાં પણ તેણીના શબ્દો—

" શાળા છોડયા પછી એકાદ વર્ષ અંગ્રેજી અભ્યાસ તથા વાંચન તરફ બેદરકાર રહી તે બેદરકારી છોડાવી વાંચનની લાગણી ઊત્તેજીત કરી સાથે રહેવાનો લાભ મળવાથી ઘણું વાંચ્યું." તે ઉપકારના બદલામાં ગુરૂ દક્ષિણા જેવું શાંતીદા નામે નોવેલ તેમને તો અર્પણ કર્યું. પણ તે સાથે તે લેખ ગુજરાતી પંચના ગ્રાહકોને ભેટ આપવા પત્રના માલીકોને પ્રસિદ્ધ કરવા આપી દીધો.

અંગ્રેજી પેઠે સંસ્કૃત શિક્ષણ માટે " સુમારે બે વર્ષ સુધી પોતાના અત્યંત અભ્યાસના રોકાણ છતાં અવકાશ

લઈ અજ્ઞાન બ્હેન ઉપરના સ્નેહથી પોતાનો વખત સંસ્કૃત શીખવવામાં આપ્યો, ને પૂર્ણ મનથી શીખવ્યું તે શીખવેલ છેક વ્યર્થ ગયું નથી એવો તમારા મનને સંતોષ આપવા ખાતર--કાંઈ ત્હમારા અત્યંત આભારનો બદલો આપવા નહી" એમ શ્રી ગુણરત્ન કોશ નામે સંસ્કૃત શ્રીજીના સ્તોત્રનું વિવરણ સહિત ભાષાંતર–પોતાના સંસ્કૃત ગુરૂને અર્પણ કર્યું. ને તેનું દાન આનંદનાં તમામ ગ્રાહકને કર્યું.

પૂર્વના પુણ્ય કે પ્રભુ કૃપાથી સુમતિ જેમ અતિ બુદ્ધિમાન હતી તેમ તેણીના શિક્ષક પણ પોતાનાજ મુરબ્બી અંગ્રેજી શિક્ષક તે તેના સગા મામા મી. વીરમીત્ર કેમ્બ્રીજ. બીએ. હાલ ગુજરાત કોલેજના પ્રોફેસર તથા સંસ્કૃત શિક્ષક તેણીના પીત્રાઈ ભાઇ મી. ભાસ્કારરાવ એમ. એ. એલ. એલ. બી. હાલ એડવોકેટ–એ હતા એટલેથી વાત અટકી નથી. પોતાના વ્હાલા વીરા જેને માટે તેણીએ " પરમાર્થની પ્રતિમા " ભેટ આપતાં લખ્યું છે. " એકજ વૃક્ષમાં ઊગેલી બે શાખામાંથી એક બહુ આગળ જઈ પાછળ રહેલી શાખાને વધારવા જેમ પ્રયત્ન કરે તે રીતે ત્હેં ત્હારી વિદ્યાના બળે ત્હારી વ્હાલી બેનના મનને વધારવા પ્રયાસ આદર્યો. બે વર્ષ કોલેજના અભ્યાસમાંથી પણ વખત બચાવી બચાવી જેટલું બન્યું તેટલું વંચાવ્યું. " તે વંચાવનાર પણ એલીસ્કોલરશીપ લેનાર એટલે B A માં અંગ્રેજીમાં યુનીવરસીટીમાં સૌથી પહેલે આવનાર મી. વૈકુંઠરાયજ; એ રીતે અંગ્રેજી અભ્યાસે જારીજ રહ્યો ને તે

છેક ક્યાં સુધી કે-જગત પ્રસિદ્ધ અંગ્રેજી વિદ્યાના પારં-ગત પંડીતરાજ શ્રી ગોખલે મહારાજથી પણ શીક્ષણ લે-વાનો તેણીને અવકાશ મળ્યો ને તેથી તેણી કેવુ અંગ્રેજી લખી શકતી હતી તેના નમુના તરીકે તે ઉપકારના બદ-લામાં લખેલી " કમળકુમાર " નામે નોવેલ તેમને અર્પણ કરેલ તેનીજ અર્પણ પત્રિકા બસ છે જે આ પ્રમાણે છે—

To

*The Highly revered,*

**SHRIYUT HON. MR. GOPAL KRISHNA GOKHALE.**

C. I. E.

Having taken to heart, the mild yet continuous sickness of your dearest and nearest friend's daughter, and being unable to do any thing in that respect, you thought of relieving her mind; and to give her mental peace and calmness you opened to her the Ibsonian treasure of dramas. The present work is the production of the reading of those dramas and so, your grateful obedient daughter-like Sumati begs to dedicate to you this work with a heart, full of unspeakable thanks, extreme respects and due affection.

" દીવ્ય મેષપાલ બાલ " કાવ્ય ના ઉપોદ્ઘાતમાં તેણી લખે છે—

"અતિ વાત્સલ્યવાન પિતાએ પુત્રીના તન મનના શાન્ત્વનાર્થે ત્હેને રૂચતો વાંચન વિષય આપવાના હેતુથી સુમારે બારેક માસ પહેલાં પોતાના એક માનનીય મિત્રની પ્રેરણાથી ઇંગ્રેજી મહાન કવિ માનનીય Robert Browning નાં કાવ્યો ત્હેના ઉપરની થયેલી ટીકાઓ સાથે વાંચી ને પુત્રીની અલ્પ બુદ્ધિમાં જેટલું આવે તેટલું વાંચી સંભળાવવા અતિ પ્રેમને લીધે કૃપા કરી." તેમાંના એક Saul નામના કાવ્ય ઉપરથી આ કાવ્ય તેણીયે રચ્યું છે પણ નિચેના નમુનાથી સમજાશે કે તે જાણે આપણા આર્ય શીષ્ટોનીજ કૃતિ હોયની શું! તેવું કેવી સરલતાથી ચિતરી બતાવ્યું છે. તેમાં પ્રકરણ પેઠે દર્શન છે તેમાં છેલ્લા નવમાનુ નામ "સત્ય માર્ગ છે" તેમાંથી ઉચિત ઉતારો; તે દીવ્ય બાલ, રાજાને કહે છે—

### શાર્દુલ.

જો રાજા નિરખેનહિં દુર ન્હણે, એ દીવ્ય સિંધુ મહિં,
સુતેલા પરમાત્મ વિષ્ણુ પિતુને શેષાસને શાંતિથી;
જા ત્હેને શરણે નરેંદ્ર કરશે ત્હારૂં સદા શ્રેય તે,
હું શું મુક્ત કરીશ વ્યાધિથી ત્હને એ સત્ય ઉપાય છે.

*　　*　　*　　*

### એકત્રીસો સવૈયો.

સર્વે જાણે છે રાજા કેવું એ તાત કરે પ્રીતે,
રામરૂપે અવતાર લઈ તે સાબીત સર્વ કર્યું જાતે;
વનમાં વિચર્યા દૈત્યો માર્યા ત્યાગ કર્યો શ્રી જાનકીનો,
વધુ કહું શું રાય વિદિત છે સર્વ ત્હમે સમજી જાઓ.

### તોટક.

વળી કૃષ્ણ રૂપે અવતાર લઈ,
બહુ કાર્ય કર્યાં જનકાજસહી;
જન આર્તી થકી ઝટ જન્મ લીધો,
નિજ ભક્ત તણો રથ હાંકી દીધો.

### હરીગીત.

નવ કંઇ હવે કહું રાય ! તુજને શરણુ ગ્રહ એ તાતનું,
એ સર્વ રીતે પૂર્ણ કરશે બાકી નહિ કો જાતનું;

આ પ્રમાણે વાતમાં કરામાત જે શ્રીમન્નારાયણ તેજ શ્રીરામ તેજ શ્રીકૃષ્ન તેને શરણ જાવુ એજ સત્યમાર્ગ છે એમ પોતાની પ્રજા–કાવ્ય–મુખે તેણી નિર્ણય આપે છે ને તેણીનો ખરો નિર્ણય તો જે પીતાના ખરા પ્રતાપથી તે નિર્ણયપર તે આવી, ને જેમને તે નિર્ણય નાટકરૂપમાં તે મધુરીએ મધુરીજ નામ રાખી અર્પણ કરી દેશ પ્રસિદ્ધ કર્યું છે, તેમાં છે. આદી ગ્રંથ ગીતાર્થ સંગ્રહને અંત મધુરી નાટક એજ સુમતિએ માનેલ સિદ્ધાંત કહીયે તો ચાલે ને તેથી તે માટે જરા ખુલાસેથી કહીશું. પણ એક પંથ દો કાજ પેઠે પોતે પુસ્તકો લખવામાં પ્રજા ઉત્પન્ન કરવામાં જનસેવા દેશ સેવા ભાગવત સેવા સાથે વડીલો આચાર્યોની સેવા કરવી પણ ચુકી નથી, તેમનાં નામ ગ્રંથો સાથેજ જોડયાં છે, ને તે પ્રકરણમાંજ કહી દેવું જોઈએ કે યદ્યપિ યાદવાભ્યુદય નામે કાવ્ય જે પ્રથમ આનંદમાં આવતુ હતુ તે પુરૂં તો તેણી ન કરી શકી પણ જેટલું થયું

તેટલું પોતાના ગુરૂના ગુરૂ, પીતાના પુજ્ય વડીલ શ્રી વીઠ્ઠલ ભાઈ સાહેબને અર્પણ કરેલ છે એટલે જેમ अस्मद् गुरुवे-नमः તે મુરબ્બી શ્રી લલુભાઇ ને अस्मत् परमगुरुवे नमः તે તેમના વડીલ ભાઇને. છેવટ શ્રી હરીતો સર્વ ના ગુરૂ છે તેમને માટે તો તે કાવ્યજ છે. यादवाभ्युदय જ માત્ર નહી પણ वरदराजस्तव પણ તેણીયે સટીક ગુજરાતીમાં લખી આનંદમાં આપ્યું છે. એ રીતે શ્રીપતિની સેવા તો અંત સુધી જારી રહી, શ્રીજીની સેવા શ્રીગુણરત્ન કોશથી કરી, ને આચાર્યોની સેવા સારૂ આ સાથેના ચરિત્રો છેજ એ રીતે કોઇની પણ ઋણી તેણી રહી નથી श्रमावाधि यथामति તેણીયે કર્યું છે ને તે કેવી સમજણ પૂર્વક—તે તમામ દેશ પ્રજા—ને સમજાવવા—તે પોતાનો સિદ્ધાંતજ ઉપર કહી ગયા તેમ નાટક દ્વારા પ્રકટ કર્યો છે. આખી ગુર્જર પ્રજાનું શ્રેય થાય એમ તેણી ચાહે છે ને તે—તેણીએ માનેલું પરમ શ્રેય—તેતો આટલા શ્રમના પુંઠે જે પામી તે આપી ગઈ છે. અહીં તેનો સાર આપીયે છીયે; વધુ ઇચ્છા થાય તેમને માટે ગ્રંથ તૈયાર છે.

સૌથી છેલું પુરૂં પુસ્તક બહાર પડયું તે "અરવિન્દ કુમાર નાટક છે" પોતાના પ્રિય લેખ જેને પ્રિય—કેટલા? તે તેણીના શબ્દોમાં "બીજુ કોઈ જગતમાં મ્હારૂં લખ્યું વાંચવા ત્હમારા જેટલુ ઉત્સાહી નથી ને તે લાગણીનો ઉભરો આમ બ્હાર ઉભરી આવી આ અર્પણ પત્રિકાના રૂપમાં બહાર નીકળી આવેલ છે" તે તેની મામી સૌ. વિરમીત્રના પત્ની પણ તેણીના શબ્દોમાં "મ્હારાં

વ્હાલાં બ્હેન તુલ્ય સખી અ. સૌ. સરયૂદા " ને એ પુસ્તક સાથે જોડી છે પણ ખરી રીતે તે આખુ નાટક આનંદના ગ્રાહકોનેજ આનંદ પત્રના અંગ તરીકે આપ્યું છે તે આનંદના તેણીના છેલા વર્ષમાં આનંદના પણ છેલા માસમાં પુરૂ બહાર પડયું ને તે સુમતિ દેવી આ દુનિયાંમાંથી અદ્રશ્ય થઇ એ ખબર એ પત્રમાં બહાર પડયા તે સાથે તેણીના તે આનંદના છેલા લેખમાં છેલું જાણે પોતા વિશે પ્રસિદ્ધ પત્ર છપાવીનેજ પ્રયાણ કર્યું. તેમાં એક છંદ આ પ્રમાણે છે.

**મંદાક્રાન્તા.**

આ સંસારે દુઃખ નિરખવા માત્ર છે જન્મ મ્હારો,
આ સંસારે સહન કરવા બાંધવા કષ્ટ ભારો;
આશા બીજી નવ રહી ઉરે માત્ર છે એક આશા,
ઈચ્છું છું હું જગતપતિને આ પતિની ક્ષમા હા !

તે ક્ષમા મેળવી, અંતકાળે મન તનથી મળીને તે પછીજ તે આ બંધન કેદ સાધન દેહને તજીને ગઈ ક્યાં ?

નાટકમાં લખે છે ( પડદો પડે છે ને નેપથ્યમાં સંભળાય છે તે.)

**" હરીગીત. "**

" રહીયે અમે ઊંચે પ્રભુના દિવ્ય ધામ મહીં અને,
આ વિશ્વ ભોગો તુચ્છ ગણતાં શુચિ સુખે ત્યાં માણીયે;
શું વર્ણવું હુ તેજને સૌંદર્ય એ જગ તાતનું,
ત્હેની સમીપે જગતને જગની પ્રીતિ નહિ કામનું.

કયા સિદ્ધાંતના પ્રતાપે, ને કોના બતાવેલા તે સિદ્ધાંત–એટલે પ્રથમ તેણે ગ્રહણ કર્યું તે વેદાંત–ને પછી તે શીખવનારા વિદાંતીઓનાં ચરિત્ર હવે પછી.

## સિદ્ધાંત.

ત્રિઅંકી નાટક "મધુરી" ઉપરથી.

નાન્દીમાંજ—

જયદેવ જયદેવ જય સ્વામી સાચા,
આર્ત હૃદયની આર્તી, નહિ ચાલે વાચા જયદેવ જયદેવ.

આર્તીથી શરૂવાત તે આરતીનાજ રાગમાં તેમાં તેણી શુભ દિવસ કોને ને શા માટે ગણે છે તે જણાવે છે.

"શ્રી કૃષ્ણાવતારનું પ્રથમ પગલું છે આજે જેટલા ભાવથી બને તેટલા ભાવથી ભગવાનને ભજો" વાર્ષિક ઉત્સવ પ્રાર્થના સમાજને આર્ય સમાજો પણ કરે છે Holidays ક્રીશ્ચીયનો પણ ખાસ ગણે છે. સમાજના મંદીરમાં ધુપ દીપ વાદ્યગાન શુંગાર કરવામાં આવે છે. મુસલમાનો તો "**મક્કા**" ને તેમાં પવિત્ર મૂર્તી કાબાની ભાવના દરેક નિમાજ વખત કરે છે અર્થાત્ સર્વત્ર પ્રભુ છે એમ માનવા છતાં દેશ વિશેષને કાળ વિશેષ તેમ ક્રીયા વિશેષ કર્યા વિના મનુષ્યથી રહેવાતું નથી. મનમાન્યુ સગવડ પ્રમાણે ગોઠવવું, ને શાસ્ત્ર–ધર્મપુસ્તકની આજ્ઞા પ્રમાણે ગોઠવવું એમ બે પ્રકાર છે. પ્રમાણને પરતંત્ર, તો પ્રમાણ પ્રમાણેજ વરતે એટલે ક્રીશ્ચીયન મુસલમાન–યહુદી–પારસી જૈન–બૌદ્ધ શાક્ત શૈવ જેમ પોતાના

આસ પ્રમાણ અનુસાર વર્તે છે તેમ સુમતિ શ્રી કૃષ્ણને પ્રભુ જ સમજે છે તેના શ્રીનિવાસ તેજ અવતાર રૂપે, તેના પ્રાકટય દીવસને મંગળ દિવસ ગણે છે. એ ગીતાચાર્યમાં પ્રેમ ભાવના કયા આર્યની નહિ હોય! જન્માષ્ટમીને કયો હીંદુ નહિ માનતો હોય એટલે સુમતિના ઇષ્ટદેવ-હીંદુ ધર્મની પ્રત્યેક શાખા આચાર્ય મતને સંમત જ છે. તે જે પ્રભુને ભજવા માગે છે તેને કેવો સમજે છે તે લખે છે

"આપણા સર્વનો ખરો સહાયી સાથી તે સ્વામી જગતપાલક ત્રિભુવનનાયક ત્રિવિક્રમ છે" એટલે ઈશ્વરને માનનારી, ને કહી ગયા તેમ અવતારને પણ માનનારી છે ગીતા માંને તેણે અવતાર માનવાજ જોઇએ ને તેજ સર્વેશ્વર છે એમ સ્વીકારવું જોઇએ જ. સૌનો એક સ્વામી તે એજ એમ તેણી માને છે. તેણીના શબ્દોમાં

"ધર્મ-એટલે સત્ય ધર્મ ખરા પ્રભુની પીછાણ, તેથી શું?"-સાચા સ્વામીનો સંબંધ (તે આચાર્ય કરાવે એ વિશે આગળ લખ્યું છે) એ સંબંધ થયા પછી મનુષ્ય દેહ ધરીને વાસ્તવિક કર્તવ્ય શું? તે માટે તેણી પોતાના આચાર્ય શ્રી રામાનુજ સ્વામીના શબ્દોનું જ અનુકરણ કરે છે તેમણે ગીરીપર શ્રીનિવાસ પાસે જઇને માગ્યું તેજ તેની પાસેથીજ ત્યાં જઇને માગ્યું છે ને તે "**ભકિતરૂપ જ્ઞાન**"

તેણીના ઇષ્ટ સાધારણ નથી શ્રીનિવાસ શંખ ચક્રધારી એ દ્વીજ માત્રના દેવ છે સંધ્યા કરનારાઓને તેણી સમજાવે છે કે "સૂર્યમાં વસતા અંતરયામી-તે નાથ છે"

તે ઈતર પણ મનુષ્ય માત્રના હૃદયમાં વસે છે. "એ ભગવાન એના એ."

શ્રીનિવાસ જ ગીતાચાર્ય તે કહે છેજ, **सर्वस्यचाहं हृदिसंनिविष्टो** "સર્વના હૃદયમાં હું બીરાજમાન છું" તેથી સૌ તેનો લાભ લઈ શકે એવી ગોઠવણ તે સર્વત્ર વ્યાપેલ સર્વના પિતાએ સર્વ સારૂ કરી છે તો તે લાભ લેવો શી રીતે ! " સકલ કલ્યાણગુણગણવત્ હે સ્વામીન્! મ્હારા હૃદયમાં દૃઢ વસો ને મ્હારૂ શ્રેય ઈચ્છી ત્યાંથી લેશ પણ ન ખસો "

હવે નાયકના એટલે અધિકારીના ગુણ વર્ણે છે. તેને મુખે જ બોલાવે છે.

અમુક ગામનો વાસી ને પુણ્ય ક્ષેત્રનો વિદ્યાર્થી—"સમયને ઉચિત સંસ્કારો સ્વપ્રાંતમાં પ્રાપ્ત કર્યા. સાધારણ ભણ્યો ને જમાનાને ઊચિત જ્ઞાન મેળવ્યું." B. A. થયો તેટલેથી ન અટકવું." વિજ્ઞાન વૃદ્ધિ સારૂ ખરા જ્ઞાનની અભીલાષાથી કાશીમાં વાસ કર્યો. ત્યાં સર્વ પ્રકારનું ધાર્મીક શિક્ષણ શિખ્યો. તેમાંથી ઊરને ઇપ્સિત પ્રાપ્ત થવાથી વૃંદાવન જઇ ગુરૂ કરી વધુ ભણ્યો. ભણ્યો નહિ પણ ગણ્યો ને આચાર્ય આજ્ઞાનુસાર યાત્રાએ નિકળ્યો." એટલે સંસારમાં આવી ભણી ગણી પ્રભુને ઓળખી અમુક ગુરૂ દ્વારા તેનો સંબંધ સાધી તેના ખાસ ધામમાં તેને નીરખવા રૂબરૂ મળવા સેવવા જવું એ પ્રથમ પ્રવેશ પૂરો થયો ગણાય. પોતે પણ તેમ કર્યું. વેંકટેશને વરીને તેને નીરખી તેની ઠરી પણ તે તેને કેવા ગણતી હતી ને તેના

અનુભવનો શું ઉપયોગ કરતી હતી; તે બીજો પ્રવેશ.

પાત્રદ્વારા બોલે છે "કોટી બ્રહ્માંડના નાયક છતાં પૃથ્વીપર પ્રકટેલ પુરૂષોત્તમનાં ચરિત્ર ગાવાં, એ કાંઇ ગાંધર્વકુમારીને પણ લાયક નથી. કોઇ મુક્તગોપિકા કદાચ કોઇ બદ્ધ ભક્તને ઉદ્ધારવા જગતમાં જન્મી હોય." વ્યાસ, વાલ્મીક, પરાશર, શુકદેવ તેમ તુકા, નરસીંહ, મીરાંએ તેમજ કર્યું છે. ને દીન બાળાની પણ પ્રભુપ્રસાદીના બે ભાગનો લાભ અનેક સ્થળમાં અનેક મહાભાગ લે છે.

દીક્ષા લઇ વૈષ્ણવ થવું ને એક ઇષ્ટ કરવો એ પ્રથમ ને પછી તેને હૃદયમાં સ્મરી તેના ગુણગાન ગાયા કરવા એ બીજો પ્રવેશ. વૈષ્ણવ થવાનું ફળ પ્રભુને જાણ્યા જોવાનો લાભ વાણી, મનથી લેવો, જે સૌથી સર્વત્ર બની શકે. ને તે પણ कलौ केशव कीर्तनात् સર્વ ધર્મમાં તે ઉપાય સંમત છે, અનુષ્ટીત છે.

બે પ્રકારનાં ભક્ત–અનન્ય ભક્ત–પ્રપંન છે. એક "આર્ત" ખરાં મુમુક્ષુ–ક્યારે આ દેહથી છુટીયે ને સ્વામીસેવાનું સાક્ષાત સુખ લુંટીયે, તે મેળવવા એજ ધામમાં એજ અર્ચા આગળ આર્ત પ્રાપ્તિ કરવી બસ છે. તે થતાં સુધી તેનાજ ધામમાં તેના જનની સેવા થવા માટે પોતાથી મહત્, તેમ કરાવી શકે તેવાનો આશ્રય મેળવવો. તે માટે પ્રભુ પાસે આર્તહૃદયથી પહોંચે, ત્યાં પ્રાર્થના કરે કે તુરત ફળ મળે; મુક્તિ ને સાક્ષાત પ્રાપ્તી થાયછે. એ સમજાવવા ત્રીજો પ્રવેશ છે. આખો અંક આખો જન્મારો

એટલામાં એ પૂરો થાય, એ વીશે તેણી ત્રીજા અંકમાં લખે છે તેમાંથી થોડું લઇએ. એવી અધીકારી એક બાળા કલ્પી છે.

"હું છું નિર્ધન બાળા ન્હાનીરે, યાત્રી નામ પાડે મ્હારૂં શાણીરે, પણ પ્રભુએ હજી નથી માનીરે * * * ખરા હૃદયથી વેંકટેશને વિનવીશ, શ્રમ કરી શ્રી નિવાસની કૃપા દૃષ્ટીકૃતે, કરૂણા વૃષ્ટી કાજે કરગરીશ. * * * જીવનમાં એકજ આશા, શુક્રવારે શુભ શોભા જોવાની છે." તે માટે તેણીયે નાટકના નાયકની સહાય માગી તે "દ્રસ પ્રપંન" છે, બીજા પ્રકારના ભક્ત છે. મોત આવે છુટવું ત્યાં સુધી સેવન કરવું, તેવો તે છે. આર્ત નથી. તેણે તેણી આર્તને ઉંચકીને વેંકટેશને દેખાડયા કે તેણી.નો દેહ છુટી ગયો; પડદો તુટી ગયો. તેનો આત્મા તો પ્રભુ પાસે પહોંચ્યો પણ જગતજનના જોવામાં તે બીચારી બાળાનો દેહ ત્યાગ થયો, ને મરી જ ગઈ. તેથી તે દ્રસ—નાયકના હૃદયપર સજજડ પ્રત્યાઘાત થયો. તેણે પ્રત્યક્ષ એ જોયું કે સંસાર ક્ષણીક છે ને તેમાં સાર નથી-જ. પલકમાં પ્રભુ નીરખતાં પણ પળવું પડે ત્યાં કર્તવ્યના શા મનસુબા ! તેથી બીજા અંકના આરંભમાં પ્રથમ પ્રવેશમાં એજ કારણસર વૈરાગ્યવાન તે નાયક એજ આ વેશમાં હાવું બોલે છે "જાઉં છું; સંન્યાસી બનીશ ને જગત ત્યાગી જગને જગત ત્યજતાં શીખવીશ" તેણે આ ઉદ્દગારો પાત્ર પાસે કાઢયા. ને તેથી તેની ભૂલ સુધરી તેને સત્સંગનું ફળ મળ્યું, સાધુસંગનો લાભ મળ્યો. અને તેનું ખરૂં કારણ એ હતું કે છેવટ તે પ્રમાણુને પરતંત્ર,

પ્રભુના અવતાર ને તેનાં વચનોને શ્રદ્ધાથી પરમ શ્રેયરૂપ માનતો હતો. પ્રથમ અંકમાં સાધારણ ઉપદેશ કથી તે સાહસ કરતો અટકયો, પણ બીજા અંકમાં તો તેની શંકાનાં સમાધાન થયાં તેને જે બોધ મળ્યો તે હાવો. પાત્ર મુખે કહાવ્યું છે કે.

" જગકર્તાએ જગતનો જન્મ જનહિતાર્થ કર્યો છે તેથી એ દયાળુ દેવ દુનીયાને દુઃખથી તો ભરેજ નહિં "

બાળા ગઈ તેના દેહપાતથી ત્રાસ ને વૈરાગ્ય થયો ત્યાંજ ભૂલનું મૂળ છે अंतवंतईमेदेहा; जातस्याहि ध्रुवोर्मृत्युः આ દેહો અંતવાન છે જન્મે તે નક્કી મરે છે પણ આતંપ્રપંનતું શું થાય છે ! તે પોતેજ આ કેદરૂપ દેહ ન ચાહે છતાં તેમાં તેમને તે કેમ ગુંધી રાખે ! તે જે સારૂ છુટવા માગે છે તે સ્થિતિ આ દેહમાં વસવા કરતાં ઊંચી, સૌથીજ ઊંચી, ખરાં કર્તવ્ય ખરી જગે જઇ કરવા સારૂ છે. પાત્રમુખે બોલાવ્યુ છે કે "છાશ પરણ વાળીને ગીરીપતિમાં અતિ પ્રીતિ હતી. એવું ત્હમે કહ્યું; નહિ ? તો કાં ન તે સ્વામીએ એ સેવિકાને સદાની સેવામાં સ્વીકારી હોય ! " એમજ થાય છે તે વિચાર દ્રઢ કરે છે.

" જો પરમેશ્વર છે તો તે પરમ ન્યાયી છે એટલુંજ નક્કી પરમ કૃપાળુ છે, તે પણ છે આ અખિલ વિશ્વ વિશ્વેશ્વરનું વપુ છે દીકરા ! તો સ્વશરીરને અન્યાય મળે શી રીતે? દુનીયાં, એ દયાળુ દેવની દેહ છે ત્યારે એના એક અંશમાં પણ કાંઇ અઘટિત, તે નિયન્તા હશે તો કેમ થવા દેશે ? ભાઇ ! ભવસાગરથી ભય પામી ભાગવાનું ભગવાને નથી

કહ્યું, એવું અવતારમાં આચરી પણ નથી બતાવ્યું; આજ્ઞા તો એવી દીધી છે કે

**तयोस्तुकर्म सन्यासात् कर्म योगो विशिष्यते "**

કર્મસંન્યાસથી કર્મયોગ ચઢે છે અર્થાત્ ત્યાગી ન બનવું પણ કર્તવ્યપરાયણ રહેવું એજ શ્રેય—એમાંજ શ્રેય છે. એમ તેને બીજા સત્સંગનું વધુ ફળ આપે છે.

ને ત્રીજા પ્રવેશમાં સદ્બોધની પુરતી કરે છે તે ગીતાચાર્યના સાક્ષાત સ્થાનમાં અર્ચા ને અવતારમાં તે તફાવત નથી માનતી તેથી તેને જ શરણે અધીકારીને મોકલે છે, તે મદ્રાસમાં "પાર્થસારથી" રૂપે પ્રભુ સદા પ્રકટ પુજાય છે ત્યાં જાય છે પ્રાર્થના કરે છે ને તેનો ઉત્તર તીર્થપર દંપતિના સંવાદમાંથી મળે છે. મ્હારો ધર્મ શો, મ્હારૂં કર્તવ્ય શું એ જાણવા પ્રાર્થના છે અર્જુનની પણ એજ હતી તે જેમ अश्रु पूर्णा कुलेक्षण તેમ અહીં પણ અધિકારી તેવોજ છે. ત્યાં જેમ સંજયદ્વારા સૌને સમાધાન આપ્યું છે તેમ અહી એક સત્પાત્ર દેવી દ્વારા આપ્યું છે (જાણે કે સ્ત્રી લેખકે સ્ત્રીયો પણ બોધદાતા થાય છે એમ સૂચન કર્યું છે. સિદ્ધજ કર્યું છે ! !)

એ બોધના અમે મુદ્દાના શબ્દો અહીં મૂકીયે છીયે.

" ત્યાગીનો અર્થ શો ? કોઇ પણ કર્મ કર્યા વિના રહેવું તે ત્યાગ કે ? કામ ન કરવાના નિમિત્તનો એક ભાગ? પ્રાચીન કાળમાં કદાચ પ્રાચીન પૂર્વજો, કવચિત્ દેવા પ્રકટતા હશે કે જે અન્ય કર્મ ત્યાગી માત્ર પ્રભુનો રસ ઘુંટે ઘુંટ પીયે, બ્રહ્માનંદ ભોગ લૂટે, પરંતુ તે બધા

પરમાત્મસ્વરૂપ તેમજ આત્મસ્વરૂપ યથાવસ્થિત જાણવા વાળા, તેથી અન્ય ન નીહાળે, ને લક્ષમાં નહિ ત્હેનો તો ત્યાગ હોયને ! હાલ હેવો કોઇ પ્રબળ જન્મે છે ? ખોટુ નિમિત્ત, ખોટી ધાનત, ત્હેનાં એ સર્વે તોફાનો લાગેછે. સ્વામી કેટલાક એથી ચઢીયાતા વર્ગના પરંતુ તે વળી વિશેષ દયાપાત્ર; મનથી તેઓ માને કે હમે સાચા ત્યાગી પરંતુ પ્રશ્ન કરો ત્હેમને કે શું ત્યાગ્યું ? પ્રિય તેઓ તો ન પરાર્થ ન સ્વાર્થ કશું લહે નહિ" (હાલના ત્યાગીઓ પર તડાકો લગાવી કહે છે. )

"દેહ, **કર્મ** કરવા દીધી, તો સાચા સ્વામીના **ઉચ્ચ કાર્યથી** સ્નેહ કાં ન સંપાદન કરવો ? પ્રભુ પરાર્થ જગત કરે છે, તો માનવે, પૃથ્વીપર પ્રકટાવેલ ત્હેની ઉતમ પ્રતિમાઓએ પોતાનાં જીવન શા સારૂ નિરર્થક ગાળવાં ? વિશ્વપતિનું વ્હાલ વધારે લેવાના લોભે પતિને **પ્રિય કામ** આરંભવાં તે ખરૂં છે. ત્હેમાં જે વિઘ્ન કરે તે ત્યજવું ને એ ત્યજવું તે **ત્યાગ.** "**मा कर्म फल हेतुर्भू**" કર્મબળથી ફળ પ્રાપ્તીની ખોટી આશા એ અસત્ય ગર્વનો ત્યાગ એ ત્યાગ." આ પ્રમાણે કર્તવ્ય ને ત્યાગનું નિરૂપણ કરી મહાત્મા નામ સાંભળ્યું કે લોક દર્શને દોડેછે, તે પર કટાક્ષ કરે છે "ત્યાગીને જોયા જાણ્યા કે પિછાણ્યા વગર તેમનો ત્યાગ શી જાતનો તે સમજ્યા વગર, હું દર્શને શાને જાઉં ? દર્શન એક માત્ર માંહિ રહેલ દેવનાં ને પછી આ ત્હેની મ્હારી સાથે બેઠેલી મૂર્તીનાં " એક પંથમાં બે કામ તેણી કરે છે. પુરૂષ સાથે સ્રીયોને પણ શીખ દઇ દે છે એટલે નાયકના સંશય દુર થાય છે

ને તે ત્રીજો પ્રવેશ ને બીજો અંક પૂરો થાય છે.

બેઉ દ્રઢ ભક્ત છે, અહી બનતું કરી પછી મુક્તિ ઇચ્છે છે. આર્ત નહી તો તેવાં તો સૌએ થવુંજ જોઇએ. મનુષ્યત્વ એટલા સારૂજ છે. તેથીજ ત્રીજા અંકમાં નાયીકાને નાયક ઊભય માટે એટલે સ્ત્રી પુરૂષ ઊભયને તેવુંજ શીક્ષણ છે શરૂથીજ નાયિકા પાસે પ્રતિજ્ઞા પ્રથમ નાંદીમાંજ લેવડાવી છે કે.

" જે વીર પુરૂષ આ ગુર્જર દેશમાં-મ્હારી વ્હાલી જન્મ ભૂમીમાં-ધર્મધ્વજા ફેરવશે તેનીજ સાથે હું લગ્ન સંબંધથી જોડાઇશ ?" તે વીર હવે તૈયાર થયો-તેને પ્રથમ પ્રવેશમાં નાયિકાથી મેળવે છે ત્યાંજ તેણીના વિચાર-યોગ્યતા તેના વચનોથી પ્રકટ કરાવે છે તે નાયકનાજ પ્રશ્નના ઊતરમાં કે જે સંવાદ પરિણામે સફળ થાય છે. તેણી એકલી ને એકાંતમાં ફરે છે તેથી શું ! તેણી નિડર છે ને તેનું કારણ કહે છે.

"કેવળ વિમળને ભય શો." (એકાંતનો ગેરલાભ કોઈ ન લે ?) "નથી મ્હારે કોઇ સ્થળમાં એકાંત હું તો પ્રભુને સર્વ સ્થળે ભાળુ છું." તેના કાર્યમાં ખલલ કોઈ નાખે ? "મ્હારા કાર્યમાં ખલલ કદી કોઈ નાંખી નથી શકતું. મ્હારૂં જીવનઝરણું સ્વતંત્ર વહે છે માત્ર મુજ આત્મા પ્રભુને પરતંત્ર, તેમજ કેટલાક વિશેષ ઊચ્ચાત્માના જ કહ્યામાં છે" જેનાં હેવાં રક્ષક તેના કાર્યને વિઘ્ન કેવાં. ! !

તેણીનું કાર્ય શું છે ? દેશોદય ! પુરૂષ તેને પ્રશ્ન કરે છે.

"દેશના ઊદયની શી ધુન ભરાઈ છે?***જ્યાં સમગ્ર 'વિશ્વ, વિશ્વપતિનું', ત્યાં આ ખાસ હમારી માતૃભૂમી એ-મ શાને ! "

ઊત્તર—તો ઉતાવળા સજ્જન આ સમસ્ત પ્રજા સૃષ્ટી-કર્તાની, ત્હેમાં પછી આ મ્હારાં તાત માત વા ભગિની એમ કાં? પ્રભુને ગૃહેથી ભેદ નિર્માણ થયો છે ત્યાં ત્હમે શું કહો છો ? ને ભેદમાં પણ સારી વાંચ્છનાથી કાર્ય, પ્રભુ અર્પીત વસ્તુ ઉપર ઇશાભિમાનથી પ્રેમ ! તે વસ્તુનું શુભ ઇચ્છી અભિમાન ત્હેમાં શા કાજે રોષ ધરોછો ?" આ ઘણું ગૂઢ પણ ઘણું ઊત્તમ છે એમજ છો રહ્યું વળી કહે છે.

"પ્રતિજ્ઞા માત્ર ગુજરાત કાજે છે, એટલાથીજ ઉપનીષત વેદ સ્મૃતિ ઇતિહાસ પુરાણાદિ રત્નોથી ભરપૂર અને પ્રાચીન મહાત્માને મહા સાધ્વીઓના જીવનથી પરમ પવિત્ર પ્રકાશીત મ્હારી માતાનું નુર હું પાછું આવ્યુ સમજીશ " એ રીતે ધર્મની ધ્વજા ફરકાવનારની सहधर्माचरीणा થવાની અભીલાષા છે એ માટે લગ્ન એ કર્તવ્ય એ જીવન. એ સ્રીયો કુમારીકાઓનો ઉદ્દેશ. તેવી નાયીકાએ તેવો નાયક મેળવ્યો એમ પ્રથમ પ્રવેશ પૂર્ણ કર્યો.

પ્રભુ ગીતાજીમાં કહે છે.

तस्मात्सर्वेषु कालेषु मामनुस्मर युद्ध च ।
मय्यर्पितमनो बुद्धिर्मामे वैष्यत्यसंशयः ॥

'તેટલા માટે સર્વ કાલમાં મ્હારૂં અનુસ્મરણ કરતો જાને યુદ્ધ કર, મ્હારામાં અર્પીત મનને બુદ્ધિ રહેવાથી મને પામીશ એમાં સંદેહ નથી. કર્મ યોગની સુકરતા ને અર્જુનને કર્મયોગી થવા એટલે ભગવતસ્મરણપૂર્વક કર્તવ્યપરાયણ રહેવાજ બોધ દીધો છે, તેમ કરવાથી ભગવતૂઅનુભવ થવા માંડે છે. ને તે સૂચન કરવા એટલે કે સંસારી સંન્નારીયોને શીખવવા,

ધંધામાં તો કામ શરીરનું, જીભ તમારે વશ છે.

'મનથી ચિવટ રાખે ત્હેને તો બાઈ અવસર મસ છે.

'ક્યારે કરીયે હરી સ્મરણ એ કહેવુ છેકજ ખોટુ રે,'

તેમ બીજા પ્રવેશનો આરંભ "મધુરી ગાન કરતી કુસુમ વીણે છે" એ પ્રમાણે કરે છે ને તે ગાનનું શું ફળ, કેમ કરવું તે ત્હેમાંજ સૂચવે છે.

ઉરે આનંદ અપાર, ઉરે આનંદ અપાર,
પ્રભુજી પધારશે નક્કી ઉરે રે.
લેશું દર્શન બહુવાર, જોશું નાથ વારંવાર; પ્રભુજી.
હૃદયરૂપ શુચિ મંદિરે, શ્રદ્ધારૂપી આસન;
પ્રેમ રૂપી આદર વડે દેશુ અતિ સનમાન; લેશું દર્શન.
ઊર્મિની અંજલી કરી, ભક્તિકુસુમ મુકી માંહ્ય;
પુષ્પ મુકી પદ પંકજે, રે'શું ટકી સ્થીર ત્યાંહ્ય; લેશું દર્શન.

હાવી પુજા—ક્યા પુજકોને પ્રતિકુળ પડશે! આસ્તિક માત્ર તેને ઇચ્છશે અર્થાત આ સિદ્ધાંત સર્વસંમત છે.

પ્રાર્થના પુજા એ નિત્યકર્મ સૌને સારૂ આવશ્યક છે પણ સ્રીઓને સારૂ સામાન્ય સ્રીધર્મ એક પાત્ર પાસે કહે-

વરાવે છે-"સ્વામીનો સ્નેહ, વ્હાલાંનો વ્હાલ પતિનો પ્રેમ; નથી એ વિના પ્રમદા પૂરી." તેનો ઉત્તર નાયિકા પાસે અપાવે છે "સામાન્ય સારૂ બધું ખરૂ; વિશેષ વાસ્તે નહીં....માત્ર શારીરીક સુખ સારૂ એ સંબંધ નથી. માત્ર માનસિક મનો વૃત્તીની તૃપ્તીકાજ લગ્ન નથી. નહિં ! નહિં ! બે માનવનાં જોડલાં વધુ ઉચ્ચ કાર્યે છે. આત્માના સંબંધ પણ શરીર સંબંધથી બંધાય. બેમાંથી એક બન્નેનો નેતા થાય, ને ત્હેમાં પુરૂષ નેતા હોય એવું મ્હારૂં માનવું. (છે) જેમ શારીરિક રીતે પુરૂષ ચ્હડતો, જેમ માનસિક શક્તિમાં વધતો તેમ આત્મવિશુદ્ધિમાં પણ સ્ત્રીથી અધિકો હોવો જોઇએ."

તેવો કેમ પ્રાપ્ત કરવો ?—"માનવી અશકત છે પરંતુ જેની સામગ્રી ઈશિબળથી લ્હડવાની તે ? * * * પ્રથમથી નાહિમત શી ? શા સારૂ પ્રયત્ન ના કરવો," આ પ્રમાણે સ્ત્રીયોને ઉપયોગી વિષયથી પ્રવેશ પૂરો કરે છે નાયિકાનાં ખરાં ઉચ્ચ લક્ષણ તે છે.

ત્રીજામાં—નાયક છેવટ પોતાના ગુરૂનો—સ્વાચાર્યનો આશ્રય પકડે છે, પ્રથમ તેને જે દુઃખ, હરકત થઈ તેનું ઉપયોગીપણુ તે સ્વીકારે છે, તે કહે છે "ત્યારેજ આવું ઉચ્ચકાર્ય કરવા ઉદ્યુક્ત થયો છું." બેશક હજી તે પોતાની મુશ્કેલીયો સમજે છે. "જમાનો જૂદો છે છતાં વૃત વિલક્ષણ છે." પરંતુ "પ્રભુબળથી યુદ્ધ આરંભે તેને ભય શો !" મુશ્કેલીયો તપાસી જુવે છે.

"ધર્મને નિમિત્તે ચાલતાં અનેક ધતીંગ દૂર કરવાં અતિ દુઃસહ છે તદપિ શુભેચ્છા સારૂંજ ફળ આપશે" સ્વામી-સ્વાચાર્ય-આ પ્રમાણે તેને બોધ દે છે તેમના મુખે

પુરૂષનું પુરૂં કર્તવ્ય—એ બાબતનો—સ્વસિદ્ધાંત—પ્રકટ કરે છે.

" પ્રભુની પ્રીત મેળવવા, પરમાર્થનાં સત્ય કામ ઘણી રીતે બને છે. તનથી મનથી ધનથી ને વચનથી. * * * જો ત્હારૂં તન ચાલી શકે, તો એક પ્રભુના મંદિરમાં વશી ત્યાં રહી કર સેવા ભાગવતોની; પ્રભુ જનના કષ્ટો દૂર કરવા તોડય તારૂં તન.

તેમ ન બને તો. મનની શક્તિને ઉપયોગમાં લે. સ્વગૃહે બેશી પ્રભુવિષયીક વીષયો લખી સમગ્ર પ્રજામાં તે વહેંચી ત્રિતાપમાં તપતા માનવોને ઠાર.

યદિ શક્તિ મનની ન હોય તો ધન વાપર પરમાર્થમાં. પ્રભુની પ્રજાને ઉપયોગી થા. જન્મનું સાફલ્ય તે થકી કર.

કદાપિ ત્રણેમાં નિર્બળ હો તો થા ઉપદેશક. વ્યાખ્યાનો આપી વચનથી પરમાર્થનાં કામ કરી—પ્રભુપ્રેમ ત્હેની દયાથી પ્રાપ્ત કર.

પરંતુ મૂળ ઉદ્દેશ ઉન્નતિનો. મૂળ ભાર જગતસ્વામી ઉપર; કર્મ તે ત્હેનેજ રાજી રાખવા" આ રીતે ટુંકામા આવશ્યક તો આવી ગયુ. હવે થોડા વધુ ખુલાસા પૂછી લે છે.

"હાલ સર્વ પ્રજા એકત્ર થવા ઇચ્છે છે ? ત્યાં હું શું કરીશ ? " ઉત્તર મળે છે " વધુ ઉપયોગી બનીશ. પ્રભુને વચમાં રાખે તો સમગ્ર પ્રજા એકજ છે. * * * * મુખ્ય બાબત જગતસ્વામીજ મધ્યબિંદુ એ લક્ષમાં રાખવાનું * * * * ત્હારો તો નિત્ય સુધારાનો ઉપદેશ છે સુધારીને ઉદ્ધારવા તે ઉદ્દેશ છે " બીજો પ્રશ્ન થયો. " પરંતુ હાલ તો સ્ત્રી પુરુષ સમાન છે ? " ઉત્તર મળ્યો. "આપણા સંપ્રદાયમાં કયાં કોઇને અપમાન છે * * * * જગતમાં

જન્મી જ્ઞાન પ્રાપ્ત કરી પોતાનો ઉદ્ધાર કરવા સહુને હક છે. ગાર્ગી મૈત્રેયી કોણ ને શું હતી ! ” છેવટ ઉપદેશ. સત્ય. ઉપાય શું ? પ્રપત્તિ શરણાગતિ.

तमेवशरणं गच्छ सर्व भावेन भारत. ગીતામાં એજ જગે કહી છે. અહીં તે ખુલાસે કહે છે કે “ પ્રભુના આશ્રીત, સાચા સ્વામીના સ્નેહીના સ્નેહી, નાથના પ્રેરીત કાર્યમા નિમગ્ન; રાખેલ સ્થિતિમાં રાચવું અને નિર્મિત કર્મમાં તેનેજ કાજે મચવું ” તો. अहंत्वां सर्व पापेभ्यो मोक्षयिष्यामि એમ પ્રભુ સર્વ પાપોથી છોડશે આ ધર્મધ્વજા સુમતિએજ બાંધી પુસ્તકપર ચઢાવી, હવે તે ગુર્જર દેશમાં ફરકાવવાને ધર્મનો જય કરવાને તેની નકલો મુકી ગઈ છે તે પ્રમાણે કે તેણી પ્રમાણે નકલ ઉચિત પાત્રા કરે તે માટે આગલા ઉતારાની અહીં નકલ કરી છે વધુ નકલ જેમની કરવા-ની છે તેમનાં ચરિત્ર તેનાંજ લખેલાં આંહીથી શરૂઃ—

॥ શ્રીહરિઃ ॥

# શ્રીમાન્ રામાનુજાચાર્યનું

# જીવન ચરિત.

## ( विशिष्टाद्वैत सिद्धान्त )

લખનાર સૌ. સુમતિ

તા. ૫. કાર્તિક વદ ૮ વાર રવિ.

અંધેરી.

# * અર્પણ પત્રિકા. *

**સદા કૃપાળુ પરમ ઉપકારી પૂજ્ય મુ. શ્રી અનંતપ્રસાદજી.**

પોતાના નામની અર્પણ પત્રિકા જોવા સદા નારાજી હોવાથી અને એ અર્પણને પોતે યોગ્ય નથી એમ પોતાની ઉચ્ચ વૃત્તિના મન વડે માનતા હોવા છતાં પ્રભુને અર્પણ થયેલ વસ્તુ પ્રસાદી તરીકે સદા અતિ માન ને પ્રેમથી સ્વીકારવાનો આપનો નિયમ પારખી હું આ આપણા આચાર્ય, સિદ્ધાન્ત ને સંપ્રદાયનું પુસ્તક પ્રથમ પ્રભુને માનસિક અર્પી પછી આપને અર્પણ કરવા—પ્રસાદી તરીકે સ્વીકારાવવા હામ ધરૂછું.

વર્ષો પહેલાં પ્રથમ પ્રસંગમાંજ મનોહર હરિકિર્તનદ્વારા પ્રભુના જ્ઞાનની—બ્રહ્મવિદ્યાની—છાપ મન ઉપર બેસાડી, અને તે વધતાં સ્વહસ્તે લખેલ ગુજરાતી ગીતાભાષ્ય વંચાવ્યું, ક્રમે ક્રમે એ વિષયમાં મ્હારી ઇચ્છા જોવાથી ઈશ્વરકૃપાથી રામાનુજ સંપ્રદાયના ભંડારનું પ્રથમ પ્રવેશક દ્વાર ઉઘાડ્યું, શ્રીમાન્ રામાનુજ સ્વામી લેખીત ગીતાભાષ્ય, ઉપનિષદર્થ અને સૂત્ર ઉપર લખાયેલ વેદાન્તદીપ અને અનુકુળ પ્રસંગો મળતાં તે વિષયનું સંભળાવી તેમજ ઘણું વંચાવી હજી ઉતરોત્તર એ ભંડારનાં રત્નોનાં નિત્ય દર્શન કરાવવા કૃપા કરોછો એ મહાન્ ઉપકારના બોજા નીચે નમી ગયેલ હું અન્ય કાંઇ લાગણી કે શબ્દોથી વર્ણન ન કરતાં આપણા બન્નેના પ્રિય ઇષ્ટદેવને સ્મરી ત્હેમને વચમાં રાખી આ આપનીજ સ્હાયથી લખાતું લઘુ પુસ્તક આપને અત્યંત વિનયપૂર્વક વંદન સાથે અર્પણ કરનાર

આપની સદાની આજ્ઞાંકિત

પુત્રીવત્ દીનબાળા.

સુમતિ.

# શ્રી રામાનુજ સ્વામીનું ચરિત.

॥ શ્રી હરિઃ ॥

## અવતરણિકા.

---

लक्ष्मीनाथ समारंभाम् नाथ यामुनमध्यमाम् ।
अस्मदाचार्य पर्यन्ताम् वंद्रे गुरु परंपराम् ॥

અર્થ:—

લક્ષ્મીનાથથી આરંભી, નાથ (તથા) યામુનને મધ્યમાં રાખી હમારા આચાર્યપર્યન્ત સર્વ ગુરૂ પરંપરાને વન્દું છું.

લક્ષ્મીનાથ—શ્રીમન્નારાયણથી છેક હમારા આચાર્ય શ્રીમાન રામાનુજ સ્વામી સુધી સર્વ ગુરૂને વંદન કર્યું એટલે-ત્હેમનું શરણું થયું. એ શરણાગતિ શા સારૂ કરી? ઘણાં જન સ્વાભાવિક રીતે પ્રશ્ન કરે છે કે ગુરૂ શા સારૂ કરવા?

## ગુરૂની આવશ્યકતા.

### સામાન્ય લૌકિક ગુરૂ.

જગતમાં જન્મ લઇયે તે દિવસથીજ સર્વને ગુરૂની-પોતાથી મ્હોટા વડીલોની-જરૂર પડે છે.

(પ્રથમ) જન્મતાંજ સર્વ રીતે સાચવી, સ્વચ્છ કરી, રક્ષણ કરનાર ગુરૂની જરૂર પડે છે.

(બીજું) ત્યાર પછી પોષણ સારૂ દુધ આપનાર વડીલની અગત્ય છે.

અને તેથી વધીએ તે સમયે, આ ખાવું આ ન ખાવું, આ વસ્તુને અડકવું પેલીને ન અડકવું વિગેરે શીખવનાર ગુરૂની જરૂરીયાત છે. ઈત્યાદી ઈત્યાદી.

( ત્રીજું ) પછી બોલતાં પણ ન આવડતું હોય, વાચાથી અજ્ઞાત હોઈયે ત્હેના શિક્ષકની પણ આવશ્યકતા છે—તાત્પર્ય કે છેક ન્હાનપણથી ગુરૂના પ્રભાવથીજ હમારૂં નીભેલ છે, નીભે છે, અને નીભશે તેજ પ્રમાણે,

## ત્રૈવર્ગીક ગુરૂ.

હમે સારાં સમજણાં થઈયે ત્યાર પછી પણ અધિક સમજ સુખ મેળવવા ઈચ્છા થાય અને તે પ્રમાણે કાર્ય આદરવા વૃત્તિ થાય તો ત્હેમાં પણ ગુરૂ કરવાની અગત્યતા રહે છે. સર્વ સંસારી લોકોને ભોગી બનવા ઈચ્છા હોય છે જ. એ ભોગ પ્રાપ્ત કરવાને, ત્હેની પુરી સમજ વાળા આચાર્યની જરૂર પડે છે, અને ત્યાર પછી ત્હેને કેમ ભોગવવા ત્હેના જ્ઞાનના શિક્ષણની પણ આવશ્યકતા છે. પ્રથમ કર્મ પછી અર્થ ને પછી કામ એ ક્રમ છે; જેમકે પ્રથમ કૃષી પછી ધાન્ય ને પછી ત્હેની રોટલી ઈત્યાદી બનાવવું તે. એ કર્મ ત્હેનું નામજ ધર્મ ને એ રીતે ધર્મ અર્થ ને કામ, એ ત્રણેની પ્રાપ્તી અર્થે તે વિષયમાં જે સુજ્ઞાત હોય ત્હેની સ્હાય લેવી પડે છે. એ શિક્ષણાર્થેજ જગતમાં ભિન્ન ભિન્ન પ્રકારની શાળા, પાંઠશાળા, હુન્નરશાળા, ઉદ્યોગશાળા, વૈદ્યશાળા આદી સ્થાનો છે. ત્યાં નિયમીત ગુરૂ પાસેથી શિક્ષણ લઈ જ્ઞાન સંપાદન કરી શકાય છે, એથી અધિક જ્ઞાંન પ્રાપ્ત કરવા દેશાન્તર સુધી જાય છે, અને ત્રણ ત્રણ

ચાર ચાર હજાર માઇલ દૂર—સંબંધી, સગાં, વ્હાલાં ઘર મોજ મઝા સર્વ ત્યાગી–વિદેશમાં એકલા વાસ કરે છે; અને તે ધર્મ કર્મથી જ્ઞાન મેળવી યોગ્ય બને છે; કર્મના આચરણની હેવી યોગ્યતા સંપાદન કર્યાના લક્ષણરૂપ એન્જીનીયર, બેરીસ્ટર ડાકટર ઈત્યાદી પ્રસિદ્ધ ચિન્હો મેળવે છે ને તે વડે અર્થ સંપાદન કરે છે. એ અર્થપ્રાપ્તીમાં પણ પાછી વડીલની–ગુરૂની–મદદ લેવી પડે છે. વેપાર કરવા સુજ્ઞાત વેપારીની, વૈદ્યનો ધંધો કરતાં સુજ્ઞાત વૈદ્યની વખતો વખત આવશ્યકતા છે. ગુરૂનો અર્થજ એવો છે. "ગુ" એટલે અંધકારને "રૂ" એટલે નિવારક, ભાવાર્થ કે અંધકારનો નિવારક, ને જે વિષયમાં જે સુજ્ઞાત હોય તે તેજ વિષયનો ગુરૂ ગણાય. પુરૂષાર્થ કરી યોગ્ય થવું અને તે વડે જુદી જુદી રીતે ભોગ મેળવવા અને ભોગવવા એનાં દૃષ્ટાન્તો સ્થળે સ્થળે મળી શકે છે. સ્વાર્થ ને પરમાર્થ બન્ને થોડું ઘણું સહુ કરે છેજ ને તેથીજ સંસાર નભે છે. પણ તે બધું કોના પ્રતાપથી ? ગુરૂઓનાજ. હવે એથી પણ આગળ વધીને વધુ ઉચ્ચ ગુરૂ વિષે વિચારીયે. તે કોણ ?

## પરલૌકિક આચાર્ય.

ત્રિવર્ગ પ્રાપ્તી પછી તેથી વિશેષ આવશ્યકતા ચોથા પુરૂષાર્થની છે જેને મોક્ષ કહે છે. સર્વ દેશ કરતાં તે આર્યાવર્તમાં વધારે પ્રભુતા વાળી છે, એ સર્વમાન્ય છે. અગાઉ આવી ગયેલ સર્વ વિદ્યામાં જે રીતે ગુરૂની આવશ્યકતા છે તેવીજ બલ્કે તેથી વધતી બ્રહ્મવિદ્યામાં છે. સકળ વૈદક શાસ્ત્ર જોઈ વાંચીને પછી આપણા રોગનું ઔષધ;

અથવા અન્ય રોગનું જ્ઞાન આપણે મેળવવા કરતાં તે વિ-ષયના જ્ઞાની પાસેથી ત્હેમાં જેટલું શિક્ષણ આપણે માટે યોગ્ય હોય, સમજી શકાય તેવું હોય, તે શા સારૂ ન શીખવું ?'

અને તે પ્રમાણે ગુરૂ-આચાર્ય-કૃપાથી સરળતાથી ને સુગમતાથી જ્ઞાન મળે છે. તે કાં ન લેવું ? પોતે પોતાની મેળે પુસ્તક વાંચી થયેલ વૈદને વૈદ ગણી ઓષધ લેવા કરતાં નિયમીત રીતે શાળાઓમાં શીખી, ગુરૂદ્વારા જ્ઞાન મેળવી ને ડીગ્રી સંપાદન કરેલા ડાકટરો ઉપર વિશેષ વિશ્વાસ રાખનાર હાલના બુદ્ધિમાન વિદ્વાન જનો પ્રભુવિષયીક જ્ઞાનમાં પણ ગુરૂની જરૂરીયાત સ્વીકારશેજ, ને પોતાની મેળે પોતાના અલ્પ જ્ઞાનથી પ્રભુપંથ પ્રવે-શતા જનોને જરા નીચા વર્ગના કહેશેજ એ વાત નિઃશંક છે.

## સંપ્રદાય.

હવે એ બ્રહ્મવિદ્યાનો પરંપરાથી ઉપદેશ તેનું નામ સંપ્રદાય છે. સર્વનો મૂળ ઉપદેશક પ્રભુજ છે. જેના ઉપર કોઇ કર્તા ઉપદેષ્ટા છેજ નહિ ને તેથીજ તે સર્વેશ્વર **આદી ગુરૂ** કહેવાય છે. એનું વૈદિક નામ **નારાયણ** છે. નર એટલે જીવ તથા જડ, ત્હેનો સમુહ એટલે **નાર** અને ત્હેનું **અયન**-ભુવન એટલે **નારાયણ** તાત્પર્ય કે તે સર્વ ચિદચિત્ વસ્તુનો ધારક; આ સર્વ ત્હેનેજ આધારે છે. એણે બાંધેલા વિધિ નિષેધના નિયમો-ત્હેનાં શાસ્ત્ર-એ એકથી બીજાને અને પછી ત્રીજામાં એમ ઉત્તરોત્તર એ બોધ ચાલ્યો આવે તે સંપ્રદાય ગણાય છે. સકળ

શાસ્ત્રનો આદી શ્રીહરિ ને મૂળ તેજ સર્વનો સર્વ પ્રકારે ગુરૂ, અને એનાં આપેલાં–બોધેલાં–શાસ્ત્રો હજી પરંપરાથી ચાલ્યાં આવે છે.

સર્વેશ્વર પોતાના દૂત દ્વારા–નિત્ય પાર્ષદ દ્વારા–પણ જગતજનને **બ્રહ્મ–વિદ્યા** પ્રભુવિષયીક જ્ઞાન, ને ત્હેના નિત્ય દીવ્ય ધામનું રહસ્ય પ્રકટ કરે છે. એવી માન્યતા હિન્દુ, મુસલમાન ક્રીશ્ચીયન, પારસી, યાહુદી સર્વમાં છે. તે બોધ પરંપરાથી ચાલ્યો આવે છે, ઘણા દીર્ઘ કાલે જ્યારે તે બોધ નષ્ટ થવા જેવો લાગે છે ત્યારે પ્રભુ પાછાં નવાં પાત્રદ્વારા ત્હેનું સિંચન કરાવે છે. ને તે તે પાત્રોને લઇને એમ અનેક સંપ્રદાયનાં નામ જુદાં જુદાં પડે છે. હાલ ઘણા એવી દલીલ કરે છે કે પ્રભુની બાબતમાં જુદા જુદા વાડા ન કરવા પરન્તુ એવું કીયું કામ છે કે જે સર્વાનુમતે થઈ શકે ? પ્રભુએ એવાં ભિન્ન ભિન્ન મન બનાવ્યાં છે અથવા પોતાનાં કર્માનુસાર સર્વનાં એવાં ઉંચાં નીચાં મન બનેલ છે કે એકજ વાત સર્વને ન ગમે. સર્વને પોતાની પસંદગીને રૂચતું જોઇયે એટલે તે મળતાં ત્હેમાં પ્રવેશ કરી દે. દેશ ઊદ્ધારક સર્વ કાર્યો જેમાં સર્વ કોઇને સમાન ગણવા છુટ છે ત્યાં પણ એવા વાડા હોય છેજ.

એટલે સ્વાભાવિક રીતે એમજ ઠરે છે કે કાંતો માનુષી મનોવૃત્તી ( Human feelings ) જ એવી છે કે પોત પોતાને રૂચતું પોતે પસંદ કરી લે, અથવા તે એ જાતની એક દૈવી નિબંધ ( Natural call ) છે કે જેથી

તેમજ કરાય છે. આહાર વિહાર આદી કુદરતી નિયમ પ્રમાણે આ વિચારવિષયીક પણ એક નિયમજ ગણાય. પ્રભુ સર્વનાં મનને રૂચતાં ભિન્ન ભિન્ન પ્રકારનાં ઉદ્ધાર થવાની રૂચીને પોષવાનાં ઓસડ મોકલે છે. એ રીતે જુદા જુદા સંપ્રદાયો થયા છે તેમાંથી એક રૂચીને અનુકુળ પડતો પરંપરાથી ચાલતો આવેલો–શ્રી સંપ્રદાય–વિશિષ્ટાદ્વૈત સિદ્ધાંત જેનું નામ પાછળથી રામાનુજ સંપ્રદાય પાડયું છે ને તેજ અદ્યાપિ પ્રસિદ્ધિમાં રહ્યું છે તે સમજાવાને ત્હેમનું ચરિત્ર તે સંપ્રદાયની લઘુ પરંપરાને પ્રથમ સ્મરી–સમજી–વાંચી તે અહીં લખવા આરંભ કર્યો છે તે તેવી રૂચીનાં જનોને આનંદ આપવા ખાતરજ; તે વિશે જુદા જુદા પ્રકરણ મધ્યે કહેવાશે માટે અહીં આટલાથી–આરંભમાં કહેલ શ્લોક વડે લઘુ પરંપરાને ફરીથી પ્રણમીને અવતરણિકાની સમાપ્તિ.

---

શ્રી હરિઃ

प्रथम खंड

# પ્રકરણ પહેલું.

## —શ્રી સંપ્રદાય—

### —ગુરૂ પરંપરા—

**શ્લોક.**

**अस्मद्देशिक मस्मदीय परमाचार्यानशेषान्गुरुन्**
**श्री मल्लक्ष्मण योगीपुंगव महापूर्णम् मुनिं यामुनम्**
**रामं पद्मविलोचनं मुनिवरं नाथं शठद्वेषिणम्**
**सेनेशं श्रिय मिंदिरा सहचरं नारायणं संश्रये.**

**અર્થઃ**—હમારા ગુરૂ, પરમાચાર્ય અને બાકીના સર્વ ગુરૂઓ—શ્રીમલ્લક્ષ્મણ, યોગી પુંગવ, મહા પુર્ણ તથા યામુન-મુનિ, રામમિશ્ર, પદ્મવિલોચન, મુનિવર નાથ, શઠકોપ સ્વામી, વિશ્વકૂસેન, શ્રીજી, અને ઇંદિરાના સહચર શ્રી નારાયણનો—હું આશ્રય લઉં છું.

અગાઉ કહેલી ટુંક પરંપરા આ ખાસ પ્રકરણમાં લંબાવવાની જરૂર પડી છે, કારણ કે સંપ્રદાયનું નામ "શ્રી" સંપ્રદાય કેમ? તેનો ત્હેનાથીજ ખુલાસો થશે.

આસ્તિક માત્ર પ્રભુનું એક નિત્યધામ માને છે. જગત તે પ્રભુની અનિત્ય વિભુતી ને દીવ્યધામ તે નિત્ય

એ સર્વમાન્ય–એટલે પ્રભુના અસ્તિત્વને માનનારા સહુને માન્ય–છે. અહીં દુઃખમિશ્ર સુખ મળે છે ને ત્યાં પૂર્ણ સુખ છે, અહીં સર્વ અપૂર્ણ છે ને ત્યાં પૂર્ણ છે એમ સર્વ કહે છે. વળી એ નિત્યધામમાં નિત્યસેવા કરનારા અનેક સેવકો છે એમ પણ મનાય છે; અને જુદી જુદી ભાષામાં ત્હેના જુદા જુદા–ફીરસ્તા, Angels, પાર્ષદ, સુરિ આદી નામ છે. એ પાર્ષદોજ બહુધા ધર્મના ઉદ્ધાર સારૂ અવતાર લે છે એમ અન્ય ધર્મોમાં પણ માન્યતા છે. નિત્ય સેવક–પાર્ષદોમાં મુખ્ય સેનાધિપતિ તે શ્રીવિશ્વક્સેન અથવા શ્લોકમાં કહેલ સેનેશ છે. એ પરંપરામાં આદીથી ગણતાં ત્રીજા છે ત્હેમની અગાઉ પણ હજી એક સર્વ શક્તિવાળી અન્ય સર્વની સ્વામીની શ્રીજી છે. તે પ્રભુની સહચરી છે. પ્રભુની સર્વ શક્તિઓનો સમુહ--ત્હેની અધિષ્ઠાતા દેવી–તે શ્રી છે. જેમ પુષ્પને સુગંધી, જેમ સૂર્યને પ્રભા એક બીજાને જોડાયલાં છે તેમ નારાયણને શ્રીજી જોડાયલાં છે. સાકારમાં સાકારરૂપે અને નિરાકારમાં નિરાકારરૂપે તે દેવી સર્વેશ્વરની નિત્ય સંગીજ છે. તે વેદાંત પ્રતિપાદીત છે. પુરૂષસુક્ત જેવુંજ સર્વમાન્ય શ્રીસુક્ત છે ને તે સર્વ વેદ જાણનારા જાણે છે. એવી મહાન્ દેવી અખિલબ્રહ્માંડનાયકની મહીષી હમારા સંપ્રદાયની અગ્રેસરણી છે. ને તેથીજ સંપ્રદાયનું નામ “ શ્રી સંપ્રદાય ” પડયું છે. જગતપતિથી જગજનને ઉદ્ધારવાના માર્ગો જાણી, તે પ્રમાણે પ્રભુનો પોતે આશ્રય કરી આશ્રય કરાવનારી બનવાથી શ્રીનો અર્થ સાર્થક કર્યો છે અને એ

સુલભ, સુગમ અને સરલ માર્ગ સર્વ દેશમાં સર્વ કાળમાં સર્વને ઉચિત એવો સર્વ જન માટે દયાવૃત્તિથી પ્રસિદ્ધમાં મુકયો છે. અન્ય ધર્મની પેઠે અમુક જાતી અથવા અમુક સ્થીતિની શ્રીસંપ્રદાયમાં જરૂરીયાત નથી. એની શ્રેષ્ટતા એ છે કે ગમે તે વર્ણનાં, જાતનાં, સ્થીતિનાં, મનુષ્યો હોય પરન્તુ ત્હેમાં બતાવ્યા પ્રમાણે સવિધિ શરણે થયાં, એટલે તે પ્રભુનાંજ પ્યારાં, પરસ્પર એક સરખાં–બન્ધુ જન–ગણાય વળી શ્રીજીને પ્રભુની દયાની દેવીની ઉપમા અપાય છે તેથી જ્યારે પણ સર્વેશ્વરને પ્રાર્થવા હોય–રીઝવવા હોય–ત્યારે ત્હેની દયાનું તો મુખ્ય કામ પડે ને ત્હેના દ્વારાજ જગતનાથનો સંબંધ ઠીક બંધાય. તાત્પર્ય કે એવા સર્વ રીતે સુગમ ને શ્રેષ્ટ સંપ્રદાયની હકીકત જાણવા સહુ મુમુક્ષુ ઇચ્છા કરે. પુસ્તક લખવાનો ઉદ્દેશ શ્રીમાનરામાનુજ સ્વામીના જીવનચરિતને આલેખવાનો છે. તેથી પણ તેજ સાર ગ્રહણ કરવાનો કે ત્હમારે કોના થવું ? કેવા થવું ? પરન્તુ ત્હેના સંબંધમાં આવતી હકીક્ત, તે સંપ્રદાયની વિશેષતા સમજવા–જેટલી લેખકની દૃષ્ટિમાં ઉચિત આવશે તેટલી વાંચક વર્ગ સમક્ષ મુકવામાં અઘટીત કાર્ય નહીં ગણાય એવી આશા છે. સંકલના ન તુટે એ જોવા બનતા સુધી પ્રયાસ થશે જેમ અહીં ત્હેના મુખ્ય સહાયક–વિશે ઉચિત કહેવાયું તેમ બીજાં માટે આગળ.

---

શ્રી હરિઃ

# પ્રકરણ બીજું.

## અવતારી સહાયકો અથવા આલવાર.




લવાર" એ નિત્યપાર્ષદોનાં પૃથ્વીપર અવતાર લેવા સમયે પડેલાં નામ છે. એ શબ્દ દ્રાવીડી છે ( જેને અંગ્રેજીમાં Saints કહે છે.) જેનો શબ્દાર્થ પ્રભુપ્રેમમાં નિમગ્ન એવો થાય છે, તે આલવાર છે. શ્રી સંપ્રદાયના સહાયક બાર આલવાર મનાય છે. ત્હેમાં અગીયાર પુરૂષ વેશે અને એક સ્ત્રી વેશે છે. એ સર્વનાં ચરિતો અતિ પવિત્ર, બોધક અને રસિક છે. ત્હેમણે તે દેશજનપર એટલી પ્રબળ અસર કરી છે કે હાલ પણ દ્રવિડ દેશમાં દરેક શ્રી વૈષ્ણવના મંદિરમાં બહુધા આલવારોનાં વિગ્રહ મૂર્તિરૂપે રહે છે, ને તે શ્રદ્ધાથી પૂજાય છે. એ નિત્યપાર્ષદના અવતારો છે એટલે તેઓની સહાય ગમે તે સમયે ગમે ત્યાં મળી શકે એવી માન્યતા હોયજ એ સ્વાભાવિક છે. એ દરેક આલવારે–સિદ્ધાંત સમજાય તેવા રૂપમાં " પ્રબંધો " રચી ત્હેમાં સકળ શાસ્ત્રના ખાસ સાર સમજાવેલા છે. એ કાવ્યો " દીવ્ય પ્રબંધ " અથવા દ્રવિડ પ્રબંધ " ને નામે પ્રસિદ્ધ છે, અને ત્હેમાં સમગ્રવેદાન્તાર્થજ સમાયેલ હોવાથી તે " દ્રવીડ વેદાન્ત " એમ પણ કહેવાય છે. હાલ પણ ત્યાંના ખરા શાસ્ત્રજ્ઞો ઉભય વેદાન્ત

પારંગતજ હોય છે. મૂળ સંસ્કૃત વેદાન્ત બ્રાહ્મણ શિવાય અન્યથી ન ભણાય એવી મર્યાદા છે, તેજ વેદાન્તના સારાર્થ દ્રવીડ ભાષામાં સ્વકાવ્ય દ્વારા પ્રકટ કરી સર્વ જગતજન કાજે પ્રસિદ્ધિમાં મુકી તેઓ સર્વના સમાન ઉપકારી બન્યા છે વળી તે સર્વેએ ભિન્ન ભિન્ન વર્ણમાં અવતરી સર્વ સારૂ પ્રોત્સાહીક દૃષ્ટાન્ત પ્રત્યક્ષ મૂકયાં છે. ત્હેમનાં ચરિતોમાં ઘણું વાંચવા, વિચારવા, અને નિરિક્ષણ કરવા યોગ્ય છે. પરન્તુ આ પુસ્તકનો મૂળ ઉદ્દેશ છોડી વધુ લંબાણ ન કરવાના હેતુથી માત્ર તેઓની નામ વર્ણાદીજ વર્ણવી મ્હોટા રસ્તાપર મ્હડી જઇશું. એ બારેનાં નામ સંપ્રદાયીકજનો નીચે પ્રમાણે નિત્યઅનુસંધાનના ઉપયોગમાં લે છે.

भूतं सरश्च महदाह्वय भट्टनाथ,
श्री भक्तिसार कुलशेखर योगी वाहान्;
भक्तांघ्रिरेणु परकाल यतींद्रमिश्रान्,
श्रीमत् परांकुश मुनिं प्रणतोऽस्मि नित्यम् ॥

ભૂત, સર, મહત્, ભટ્ટનાથ, શ્રીભક્તિસાર, કુલશેખર, યોગીવાહ, ભક્તાંઘ્રિરેણુ, પરકાલસ્વામી અને શ્રીમત્ પરાંકુશ મુનિ એ સર્વને હું નિત્ય નમુંછું. ઉપર જણાવેલાં દશ નામમાંના શ્રી ભટ્ટનાથ સાથે ત્હેમનાં પુત્રી શ્રી ગોદામા અને પરાંકુશમુનિ સંગાથે ત્હેમના શિષ્ય મધુરકવિ એમ બારની સંખ્યા પૂર્ણ થઈ. તે સર્વેના અવતાર આજથી હજારો વર્ષ ઉપર થયા કહેવાય છે.

ઐતિહાસિક રીતે ત્હેમની જન્મતિથિ વાર આદી પણ નક્કી છે. તે જે પ્રમાણે અન્ય લેખોદ્ધારા જાણવામાં આવેલું છે. તે આધારે સંક્ષીપ્તમાં મુદ્દાની હકીકત કહીયે તો—કાંચી અથવા કોન્જીવરમમાંથી શ્રી સરયોગી સરોવરના કમળમાંથી પ્રકટયા ને તેથી ત્હેમનું નામ સરયોગી પડયું.

ત્હેમના જન્મ પછી બીજેજ દિવસે મદ્રાસ સમિપ આવેલા મલ્લીપુરમાં માધવ ભગવાનની સંનિધિમાં શ્રીભૂતયોગી અવતર્યા.

એને બીજે દિવસે મયૂરપુરમાં કેશવ ભગવાનની સંનિધિમાં શ્રી મહત્‌યોગી પ્રગટયા. અને એ ત્રણે જણે સાથે મળી ઘણાં મહાન્ દીવ્ય કાવ્ય " દ્રવીડ પ્રબંધ " કર્યા.

શ્રી ભક્તિસાગર—પૂર્વ બ્રહ્મર્ષીએ ભુલથી વારાંગના સાથે સંગ કર્યાથી થયેલ પુત્ર—તે આ આલવાર—ત્હેમને માતાએ ભાતના ક્ષેત્રમાં નાંખેલા ત્યાંથી શ્રીખંડ નામના નેતર કાપનારને સાંપડયા, અને બાળકપણુથી અપૂર્વ ચિન્હો દેખાડી, શ્રીભૂત, સર, ને મહાયોગીની સંગતીથી—કાર્ય પુરતી—કરી.

શ્રીકુલશેખર—દક્ષિણ દેશમાં શ્રી ચોલપટ્ટણમાં ક્ષત્રીવર નરેશને ત્યાં આ પાર્ષદે અવતાર લીધો. અને અતિ અદ્‌ભુત રીતે વિલક્ષણ ભાવ કરી જીવનનું ચરિત્ર ભજવ્યું.

શ્રી ભટ્ટનાથ—દક્ષિણ સમુદ્રના તટ પાસે પાંડય દેશમાં ધન્વીપુર નામના સુન્દર ગામમાં મહાન્ ભાગવત્ યજુર્વેદી બ્રાહ્મણને ત્યાં પ્રકટયા, અને દીવ્ય અવતારને અનુસરતું વર્તન કર્યું.

શ્રી ગોદામા—શ્રી ભટ્ટનાથ જ્યારે તુલસીવન ખોદતા હતા ત્યારે ત્હેમાંથી મળી આવ્યાં. છેક બાલ્યાવસ્થાથી પ્રભુ-પરાયણુજ હતાં અને અન્તે પણ ત્હેમનેજ વરી ત્હેનાં ઠરી ત્હેમનીજ મૂર્તિમાં લય પામ્યાં.

શ્રી યોગીવાહ—શ્રી રંગધામથી નૈઋત્યકોણમાં નિચૂલા નગરમાં કોઇ અંત્યજને તેઓ મળી આવ્યા ત્યાં તેઓ ઉછર્યા ને રંગનાથનાજ અનન્ય ભક્ત થઇ અપૂર્વ કૃપાપાત્ર બન્યા.

શ્રી ભક્તાંઘ્રિરેણુ—ચોલ જેવા અતિ સુન્દર દેશમાં વેદ પાઠ કરતા પવિત્ર દ્વીજના ઘરમાં અવતર્યા. નામ પ્રમાણેજ પ્રભુના ભક્તના પગની રજ માથે ધરીને સર્વ હરિજનના દાસ થઈ રહ્યા. ને પ્રભુના સેવનમાંજ પોતાનું જીવન પૂર્ણ કર્યું.

ઉપર જણાવેલા સર્વ આલવારોએ દીવ્ય પ્રબંધ-દ્રવીડ ભાષામાં કાવ્યો-રચેલાં છે. જે અદ્યાપી સંપ્રદાયમાં મહાન સહાયક છે. સિદ્ધાંતના તત્વ, હિત, ને પુરૂષાર્થ એથીજ સુદૃઢ થાય છે. ત્હેમાં પણ સર્વમાં શ્રેષ્ઠ ગણાતા શ્રી શઠકોપ સ્વામી આલવારનું વૃત્તાન્ત જરા વધુ વિગતથી તપાસવું ઘટીત છે. કારણ ત્હેમના દીવ્ય પ્રબંધો સૌમાં ઉત્તમ છે. પુરા એક સહસ્ત્ર છે. તેમજ ત્હેમનુ બીજી વારનું પ્રાકટ્ય થવું તે, મૂળ શ્રી સંપ્રદાયના આચાર્ય પરંપરાથી ખાસ સંબંધ ધરાવે છે.

શઠકોપ સ્વામી—પાંડ્ય દેશમાં શુમારે ચારેક હજાર વર્ષ ઉપર અવતર્યા. ત્હેમણે શૂદ્રને ઘેર જન્મ

લીધો. જન્મતાંજ ત્હેમણે કશા પણ ખાનપાન બોધ વિના પદ્માસન વાળ્યું. માતા પિતા–પુત્રને–પરખી ગયાં અને પ્રભુમંદિરમાં એક વટ વૃક્ષ તળે એવીજ રીતે ત્હેમને ઉત્તમ પાલણું બાંધી ત્હેમાં પધરાવી આવ્યાં. સુમારે સોળ વર્ષ સુધી તેઓ એ સ્થિતિમાં રહ્યા. ત્યાર પછી ત્હેમની સાથે તેવા સમયેજ જન્મેલા શ્રી મધુર કવિ–એ સ્થળના તેજથી દોરાતા ત્યાં આવ્યા અને પ્રણામ કરતાં પ્રશ્ન પુછતાંની સાથે સ્વામીએ ત્હેમને શિષ્ય કર્યા, ને ત્યાંજ દીવ્ય પ્રબંધ અવિચ્છીન્ન ધારાએ બહાર પાડયો, અને તેજ પ્રબંધ હજી અન્ય મુખ–લેખો–ટીકા દ્વારા–પ્રદર્શીત થઇ પ્રસિદ્ધિમાં આવેલ, જગતજન ઉપર ઉપકાર કરે છે, અને સાત્વીકોમાં સાત્વીક હૃદયને અમૃતપાન કરાવે છે.

શ્રી શઠકોપ સ્વામી પછી માત્ર એકજ આલવાર થયા. અને તે શ્રી પરકાળ સ્વામીને નામે પ્રસિદ્ધ છે. ત્હેમનો જન્મ અન્યુન પુરમાં કોઈ મહા ધનવાન વૈશ્ય જાગીરદારને ઘેર થયો હતો. ત્હેમની કૃતિનું વર્ણન પણ ઘણું રસિક ને જ્ઞાનદાતા છે. પરન્તુ ન્હાના પાત્રમાં વધુ ભાર શી રીતે સમાઈ શકે? તેથી હવે શ્રી સંપ્રદાયની ખાસ પરંપરા તે આચાર્યોનાં ચરિતથીજ વર્ણવી છે. એટલે કે–આ શ્રી રામાનુજાચાર્યના જીવનચરિતને લઇને કહેતાં હવે ત્હેમના ખાસ પૂર્વાચાર્યો વિશે ઉચિત જણાવીએ.

આતો તેમના તેવા મુખ્ય સહાયક વિશે કહેવાયું જેમની મદદ તેમને વિશિષ્ટા દ્વૈત સિદ્ધાંત સમજ વ

શ્રી ગોદામા—શ્રી ભટ્ટનાથ જ્યારે તુલસીવન ખોદતા હતા ત્યારે ત્હેમાંથી મળી આવ્યાં. છેક બાલ્યાવસ્થાથી પ્રભુ-પરાયણજ હતાં અને અન્તે પણ ત્હેમનેજ વરી ત્હેનાં ઠરી ત્હેમનીજ મૂર્તિમાં લય પામ્યાં.

શ્રી યોગીવાહ—શ્રી રંગધામથી નૈઋત્યકોણમાં નિચૂલા નગરમાં કોઇ અંત્યજને તેઓ મળી આવ્યા ત્યાં તેઓ ઉછર્યા ને રંગનાથનાજ અનન્ય ભક્ત થઇ અપૂર્વ કૃપાપાત્ર બન્યા.

શ્રી ભક્તાંઘ્રિરેણુ—ચોલ જેવા અતિ સુન્દર દેશમાં વેદ પાઠ કરતા પવિત્ર દ્વીજના ઘરમાં અવતર્યા. નામ પ્રમાણેજ પ્રભુના ભકતના પગની રજ માથે ધરીને સર્વ હરિજનના દાસ થઈ રહ્યા. ને પ્રભુના સેવનમાંજ પોતાનું જીવન પૂર્ણ કર્યું.

ઉપર જણાવેલા સર્વ આલવારોએ દીવ્ય પ્રબંધ-દ્રવીડ ભાષામાં કાવ્યો-રચેલાં છે. જે અદ્યાપી સંપ્રદાયમાં મહાન સહાયક છે. સિદ્ધાંતના તત્વ, હિત, ને પુરૂષાર્થ એથીજ સુદૃઢ થાય છે. ત્હેમાં પણ સર્વમાં શ્રેષ્ઠ ગણાતા શ્રી શઠકોપ સ્વામી આલવારનું વૃત્તાન્ત જરા વધુ વિગતથી તપાસવું ઘટીત છે. કારણ ત્હેમના દીવ્ય પ્રબંધો સૌમાં ઉત્તમ છે. પુરા એક સહસ્ત્ર છે. તેમજ ત્હેમનું બીજી વારનું પ્રાકટ્ય થવું તે, મૂળ શ્રી સંપ્રદાયના આચાર્ય પરંપરાથી ખાસ સંબંધ ધરાવે છે.

શઠકોપ સ્વામી—પાંડય દેશમાં શુમારે ચારેક હજાર વર્ષ ઉપર અવતર્યા. ત્હેમણે શુદ્રને ઘેર જન્મ

લીધો. જન્મતાંજ ત્હેમણે કશા પણ ખાનપાન બોધ વિના પદ્માસન વાળ્યું. માતા પિતા–પુત્રને–પરખી ગયાં અને પ્રભુમંદિરમાં એક વટ વૃક્ષ તળે એવીજ રીતે ત્હેમને ઉત્તમ પાલણું બાંધી ત્હેમાં પધરાવી આવ્યાં. સુમારે સોળ વર્ષ સુધી તેઓ એ સ્થિતિમાં રહ્યા. ત્યાર પછી ત્હેમની સાથે તેવા સમયેજ જન્મેલા શ્રી મધુર કવિ–એ સ્થળના તેજથી દોરાતા ત્યાં આવ્યા અને પ્રણામ કરતાં પ્રશ્ન પુછતાંની સાથે સ્વામીએ ત્હેમને શિષ્ય કર્યા, ને ત્યાંજ દીવ્ય પ્રબંધ અવિચ્છીન્ન ધારાએ બહાર પાડયો, અને તેજ પ્રબંધ હજી અન્ય મુખ–લેખો–ટીકા દ્વારા–પ્રદર્શીત થઇ પ્રસિદ્ધિમાં આવેલ, જગતજન ઉપર ઉપકાર કરે છે, અને સાત્વીકોમાં સાત્વીક હૃદયને અમૃતપાન કરાવે છે.

શ્રી શઠકોપ સ્વામી પછી માત્ર એકજ આલવાર થયા. અને તે શ્રી પરકાળ સ્વામીને નામે પ્રસિદ્ધ છે. ત્હેમનો જન્મ અન્સુન પુરમાં કોઈ મહા ધનવાન વૈશ્ય જાગીરદારને ઘેર થયો હતો. ત્હેમની કૃતિનું વર્ણન પણ ઘણું રસિક ને જ્ઞાનદાતા છે. પરન્તુ ન્હાના પાત્રમાં વધુ ભાર શી રીતે સમાઈ શકે? તેથી હવે શ્રી સંપ્રદાયની ખાસ પરંપરા તે આચાર્યોનાં ચરિતથીજ વર્ણવી છે. એટલે કે–આ શ્રી રામાનુજાચાર્યના જીવનચરિતને લઇને કહેતાં હવે ત્હેમના ખાસ પૂર્વાચાર્યો વિશે ઉચિત જણાવીએ.

આતો તેમના તેવા મુખ્ય સહાયક વિશે કહેવાયું જેમની મદદ તેમને વિશિષ્ટા દ્વૈત સિદ્ધાંત સમજ વ

સમજાવવામાં લીધી છે, જેમના અવતાર દીવ્ય છે, જેમની વાંણી વેદ તુલ્ય–દ્રવીડ વેદાંત નામથી પ્રસિદ્ધ તેમના વિશે આટલું દીગ્દર્શન બસ બસ છે. એ દ્રવીડ વેદાંતની હજારો ટીકા છે ને તે સંસ્કૃત વેદાંત તથા તેમની ટીકાથી એક કંઠે મળી રહે છે એથી સિદ્ધાંત દ્વીગુણ સુદ્રઢ થાય છે.

## પ્રકરણ ત્રીજું.

### શ્રી નાથમુનિ.



શ્રી સંપ્રદાયના સહાયકો વિશે થોડું કહ્યું, હવે ત્હેની પરંપરાના આચાર્યનું પ્રકરણ આરંભીએ. શ્રી પરંકાલ સ્વામી પછી લગભગ ત્રણ સાડા ત્રણ હજાર વર્ષનો ગાળો પડી ગયાથી આ આલવારોએ દેશ જનને આપેલ ધન–દ્રવીડ પ્રબંધ–બધા લુપ્ત થઈ ગયા. પરન્તુ શ્રીજીની ઇચ્છા ત્હેની સહાય અમને આપવાની હતી તેથી સ્વ સંપ્રદાયને આ કાળમાં પ્રવર્તાવવા મધ્ય ગણાતા આચાર્ય નાથયામુન થયા. જે પ્રથમ, તે ખરેખર પ્રથમ, શ્રેષ્ઠજ થયા કારણ તેમનાથી હાલની પરંપરાના આચાર્યોનું પ્રાકટ્ય અને શ્રી સંપ્રદાયનું ઉજ્જીવન શરૂ થાય છે. અને ત્હેમનાં ચરિત ઐતિહાસીક પ્રમાણથી સિદ્ધ થાય છે. ગુપ્ત થયેલાં "દ્રવીડ પ્રબંધ" તેમણેજ પાછાં પ્રાપ્ત કર્યાં છે. ને તેથી

સિદ્ધાંત સુદૃઢ થયો છે. સુલભ પંથ પડયો છે. ઇ. સ. ૮૦૦ થી ૯૦૦ ના સમયમાં શ્રી નાથમુનિના જીવનનું વૃત્તાંત બનેલું કહેવામાં આવે છે. ત્હેનાં સંક્રાન્તિ નક્ષત્ર તીથી વાર આદી ચોક્કસ છે. તેમ હાલ ત્હેમના વંશજ છે. દક્ષિણમાં ચોળ અને તુંડીર મંડળની મધ્યમાં ચીદામ્બરના પ્રખ્યાત શહેરની પાસે આવેલ વીરનારાયણ પુર નામના ગામમાં મહા શ્રીમાન્ ને શોટ વંશના વૈષ્ણવ વિપ્રને ત્યાં શ્રી નાથમુનીનો જન્મ થયો.

શ્રી વિશ્વક્સેનના મંત્રી ગજવદન પાર્ષદના તેઓ અંશાવતાર હતા એવી માન્યતા છે. ભુવૈકુંઠની ઉપમા અપાતું શ્રીરંગધામ ને ત્હેના ધામી શ્રી રંગનાથનું પુજ્યનામ પ્રમાણે ત્હેમનું નામ શ્રીરંગનાથ પાડવામાં આવ્યું. બાલ્યાવસ્થાથી વિરક્ત, ભક્ત અને વિદ્યા સાથે યોગ પણ શીખી સિદ્ધ થયેલા તેથી ત્હેમનું નાથમુનિ એવું નામ પ્રચલીત થયું, યોગ્ય ઉમ્મરે વિવાહિત થયા અને એક સુપુત્રની પ્રાપ્તી થઇ એનું નામ ઇશ્વર મુનિ રાખ્યું. અને પુત્ર પણ પિતા પેઠે ત્હેના જેવાજ થયા. સ્વનગરમાં અર્ચા રૂપે બીરાજતા શ્રીરાજ ગોપાલના તેઓ ખાસ સેવક હતા, અને સર્વ સુખ તે સર્વેશ્વરની કૃપાના ફળ રૂપજ ગણ્યું.

સમય વિતતાં તેઓની ઇચ્છા ઉત્તર યાત્રાની થઇ અને ખાસ કરીને શ્રી ગોવર્ધન, યમુના, ગોકુલ, મથુરા ઈત્યાદિનાજ દર્શન કરવાનું ધાર્યું. પ્રભુકૃપાથી યાત્રાની ઇચ્છા નિર્વિઘ્ને સંપૂર્ણ થઈ અને કંઇક લાંબી મુદત સુધી

તેઓએ એ પવિત્ર દેશમાં વાસો કર્યો.

ઉત્તરમાં પ્રસિદ્ધ શ્રીનાથજી ભગવાન તે ત્હેમના સમયમાં ગોવર્ધન પર બિરાજતા એમ કેટલાક કહે છે, અને કેટલાકનું માનવું તો એટલે સુધી છે કે તે સ્થળે ભગવાનના તેઓ ખાસ સેવક હતા. લાંબી મુદત ત્યાં વસી પછી પ્રભુની ઇચ્છાનુસાર તેઓ સ્વસ્થાને પાછા પધાર્યા.

એક વેળા કુંભકોણમાં શ્રી સારંગપાણી ભગવાનની સેવા કરી કુરૂનગરના કોઈ યાત્રી વીરનારાયણપુરમાં આવ્યા; અને ભગવાન સમિપ દીવ્ય પ્રબંધના દશ પાશુર ( પદ ) ગાયા, નાથમુનિએ તે સાંભળ્યા, અને ગાનથી લોભાયા, પરન્તુ દશ ત્હેમને અપૂર્ણ લાગવાથી ત્હેના બાકીના પાશુર સંપાદન કરવા અત્યંત જીજ્ઞાસા થઈ. યાત્રીઓને તો કંઈ વધારે ખબર હતીજ નહીં તેથી જાતે કુંભકોણ તપાસ કરી આવ્યા પરન્તુ યત્ન નિષ્ફળ ગયો, ત્યાં તો ત્હેનું નામ નિશાન સુદ્ધાન્ત કોઈ જાણતું નહોતું હવે શું કરવું ? રાત્રે પ્રભુને સ્મરી સુતા ને સ્વપ્નમાં કુરકાપુરી જવાની આજ્ઞારૂપ પ્રેરણા થઈ. વિના વિલંબ તેઓ ત્યાં પહોંચ્યા, પરન્તુ ખોવાયેલ ખજાનાનો સદ્ય પત્તો ન લાગ્યો; અન્તે એક કોઇ પરાંકુશદાસ નામે ઘણા વૃદ્ધ મહાત્મા મળ્યા, ને ત્હેણે કહ્યું, કે “ એ સહસ્ત્રગીથી તો જળમાં ડુબાડી દીધી છે કારણ કે લોકોમાં એવી માન્યતા છે કે એકવાર જો એનું પઠન થાય તો તે પઠનાર મૃત્યુ પામે છે; અથવા ઉચ્ચ વૃત્તિથી કહેતાં ભવસાગરપાર થાય છે, ને તેથી મૂઢ લોકો એને જાદુરૂપ માને છે. એ

તો હવે થયું તે થયું છે પરન્તુ ત્હેના કર્તાનું વિગ્રહ શ્રી આદીનાથ ભગવાનની સંનિધિમાં છે. ત્યાં જઈ ત્હેમનું શરણું ધરી ત્હેમના શિષ્ય મધુર કવિએ કરેલ દશ પાશુરના દશકનો સવિધી જપ કરવાથી કર્તાનો સાક્ષાત્કાર થઈ પાશુર પ્રાપ્ત થશે. ”

પોતે સ્વતઃ તો યોગી હતાજ તેથી અનુસંધાન પૂર્વક જપ આદર્યો, અને એની સંખ્યા પૂર્ણ થતાંજ શ્રી શઠકોપ સ્વામી અને મધુર કવિ બન્નેનો સાક્ષાતકાર દીવ્ય દેહમાં થયો. શ્રી સંજય શ્રી વાલ્મીકજી, આદી સર્વ મહર્ષીને તો દીવ્ય દૃષ્ટિ શ્રી વ્યાસજી બ્રહ્માદી આદીએ દીધાથી આવેલી પરન્તુ આતો દર્શન થતાંજ પરમ વિશુદ્ધ બન્યા અને તરતજ સ્વામીની પોતે સ્તુતિ કરી.

સ્વામીએ પ્રસન્ન થઇ વિચ્છીન્ન સંપ્રદાયના ઉજ્જીવનાર્થ આવા ઉત્તમ શિષ્યને પાત્ર ગણી મંત્ર મંત્રાર્થ સહસ્રગીથી વિધિપૂર્વક શીખવ્યાં. માત્ર પોતે બનાવેલ ગીથીજ નહી પરન્તુ દરેક આલવારોએ બનાવેલ દીવ્ય પ્રબંધનો સમૂહ ચાર હજાર પાશુર પણ શીખવ્યા. શ્રી મધુરકવિએ ત્હેના તાલ તથા દીવ્યગાન શીખવ્યાં, અને તે ઉપકારના ઉલટા સાથેજ સ્તવન થઇ ગયું કે—

माता पिता युवतय स्तनया विभूतिः
सर्वं यदेव नियमेन मदन्वयानाम् ॥
आद्यस्यनः कुलपते र्वकुलाभीरामम्
श्रीमत्त्वदंघ्रियुगलं प्रणमामि मूर्ध्ना ॥

અર્થ—માતા, પિતા, યુવતિ, તનય, વિભુતિ આદી મ્હારા વંશનું જે નીયમિત ગણાય તે રૂપી (હે) મ્હારા આદી કુલપતિ બકુલાભિરામ ! ત્હમારા ચરણ યુગલમાં શીર્ષ નમાવું છું.

શ્રી સંપ્રદાયના–પછવાડેથી કહેવાએલા રામાનુજ સંપ્રદાયના "કુળપતિ" આ પ્રમાણે દીવ્ય દેહ ધારી શ્રી શઠકોપ સ્વામી છે જેના ગુરૂ શ્રીજીને ત્હેના શ્રીમન્નારાયણ આ રીતે શ્રીપતિથી આ નાથમુનિ સુધી પરંપરા સંઘાઇ ને શ્રીરામાનુજ સ્વામીના પૂર્વ થયાથી ત્હેમણે ત્હેમને-જ માન્યાથી પૂર્વાચાર્યોજ ગણાય. આંહી આચાર્યો વીષે આટલું. હવે આ મધ્ય આચાર્ય વીષે:—સ્વામી શિષ્ય બન્નેની કૃપા સંપાદન કરી, અને તેઓ અંતર્ધ્યાન થતાં, ત્હેમનો તેજ આનંદ ત્હેમણે અર્ચામાં માન્યો, અને શ્રી રંગમાં આવી વસી ઉભય વેદાન્તાર્થનું દાન આપવાનું ધાર્યું. એના જેવું ઉચિત સ્થળ બીજું કયાંથી મળે ? વિધિસર સર્વ ઉત્સવો ઠરાવ્યા અને ઉત્સવોમાંજ પ્રભુ સમિપ જાતેજ દીવ્ય ગાનથી પ્રબંધ ગાઈ વૈષ્ણવ સમાજ એકઠી કરી દેશ દેશાન્તરના લોકોનાં મન ઉપર અસર કરવા મંડયા. અને એ રીતે આલવારોની કૃતિને શ્રી શઠકોપ સ્વામીના પ્રતાપે શ્રી વૈષ્ણવ સંપ્રદાયનો જય જયકાર બોલાવ્યો. પ્રભુ અને સ્વાચાર્યની કૃપાના પૂર્ણ પાત્ર થયા. યોગી તો પ્રથમથી હતાજ. ને દીવ્ય ગાનથી જન વશ કરતા હતા એટલે હરિજન વધારવા શા સારૂ પ્રયત્ન ન કરે ? એ યત્ન આરંભ્યો. અને મલબારથી આ-

રંભ કરી પાંડય ચોલ આદી મદ્રાસ ઇલાકાના સર્વ દેશમાં, ખાસ ધામોમાં મંદિરમાંજ આખ્યાનો કરી, વૈષ્ણવ મંડલી વધારતા અને શિષ્યો કરતા ગયા.

પ્રભુને એમના દ્વારા શ્રીસંપ્રદાયની વૃદ્ધિ વધારે કરાવવી હતી. તેથી વળી એક નવા પ્રસંગને એનું વધુ નિમિત્ત બનાવ્યું. એ દેશની બે દેવ દાસીઓ હતી એક મનુષ્ય ગાનમાં અને અન્ય દેવગાનમાં કુશલ બની એ દેશના મહારાજા પાસે ગઈ. બન્નેએ ગાન સંભળાવ્યાં અને પરિણામમાં મનુષ્ય ગાન વાળીએ ઈનામ મેળવ્યું. ને દીવ્યગાનારીની કદર મનુષ્યો પાસે ન થઇ, આથી ત્હેને વૈરાગ્ય આવ્યો અને એવો નિશ્ચય કર્યો કે દેવગાન દેવની સન્મુખજ ગાવું. તે અન્ય સ્થળ ગાવું ઉચિત છેજ નહી. તેથી દીવ્ય દેશમાં દીવ્ય ગાન કરતી આગળ વધતી તે બીરનારાયણપુરમાં પહોંચી. અને ત્યાં ભગવાનની સંનિધિમાં દેવગાન કર્યું, જે ત્હેના ( દેવગાનના )–પાત્ર–ગ્રાહી—નાથમુનિએ પસંદ કર્યું. ને ગાનારીને ત્હેમણે ઘણું સન્માન આપ્યું. પોતાની વિદ્યાની પરીક્ષા કરનાર આવા મહાનાચાર્ય છે એ જાણી ત્હેને ઘણો આનંદ થયો, અને ત્હેણે દેશપતિ મહારાજા પાસે જઈ સ્વામીજીને પધરાવી ગાયનની પરીક્ષા કરાવવા વિનંતી કરી. આચાર્યશ્રીની તે વખતે એ દેશમાં એટલી પ્રખ્યાતિને કીર્તિ વધી પડેલ હતી કે મહારાજાને કાને પણ તે વાત પહોંચેલી ને દર્શનની ઇચ્છાતો હતીજ ત્હેમાં વળી આ નિમિત્ત મળવાથી માંગણી સ્વીકારીને સ્વામીજીને પધારવા વિનંતી કરી. તેઓ

કૃપા કરી પધાર્યા ને મહાન્ સભા સમક્ષ પરીક્ષા લેવાની આરંભાઇ. ગાનના આરંભમાંજ સ્વામીજીએ એક પથ્થર અને મંજીરાં મંગાવી પથ્થર પર તેને મુકાવ્યાં. દેવગાન શરૂ થયું. પથ્થર પીગળ્યો ને મંજીરાં ત્હેમાં પેશી જવા માંડયાં, સ્વામીએ ગાન બંધ કરાવ્યું ને મંજીરાં કહાડવા આજ્ઞા કરી પણ એ શી રીતે નીકળે ! ગાન બંધ થતાં પથ્થર પીગળતો બંધ થયો ને મંજીરાં ત્હેમાં ચ્હોટી રહ્યાં. મનુષ્ય ગાન કરાવ્યું પરન્તુ ત્હેનો યત્ન તો નિષ્ફળજ ગયો, અન્તે ફરી દેવગાન આરંભાવ્યું. પથ્થર પીગળ્યો ને મંજીરાં નિકળ્યાં. આ ચમત્કારથી અને સ્વામીના દર્શન તથા ઉપદેશ કથનથી મહારાજાના ચિત્તપર એટલી અસર થઇ કે તે ત્હેમના શિષ્ય બન્યા. જ્યાં રાજા શિષ્ય થાય ત્યાં પછી દેશનું તો કહેવુંજ શું ? એ રીતે ત્યાં પણ સર્વત્ર સંપ્રદાયનો જય થયો એ જય ભવિષ્યમાં પણ ચાલુ બન્યો રહે એ હેતુથી જેમ શ્રી વાલ્મીક મહર્ષીએ શ્રીમદ્રામાયણ શ્રી લવકુશને શીખવેલ તે પ્રમાણે સ્વામીએ ચારે હજાર પ્રબંધ પુંડરીકાક્ષ સ્વામી અને કુરાધિનાથ **સ્વામીને ભરત** શાસ્ત્રાનુસાર (**ભાવ—રાગ**—ને **તાલ** પ્રમાણે ) શીખવ્યા. જેના વંશજો અદ્યાપિ મહોત્સવોમાં લાખો શ્રી વૈષ્ણવોને ભગવાન સન્મુખ એ અમૃત પાન કરાવે છે.

દ્રવીડ વેદાન્ત સાથે સંસ્કૃત વેદાન્તની ઐકયતા એ પ્રબંધોથી જ સમજી શકાય છે. તોપણ જે વેદાન્તાર્થ વિશેષાર્થ—પોતે ગ્રહણ કર્યા. તે ભૂમિપર સર્વોપયોગી સદા

થાય એ હેતુથી ત્હેને લેખોમાં સ્થીર કર્યા. ત્હેમાંથી ન્યાય, તત્વ—પુરુષ નિર્ણય—યોગ રહસ્ય—આદિહજી પણ પ્રાપ્ત થાય છે. ઘણા યોગ્ય શિષ્યોને પણ તૈયાર કર્યા. ને સંપ્રદાયનુ મૂળજપ્રબળ, સાક્ષાત શ્રી પતિથી મળીઆવેલ એની વૃદ્ધિ થાય એમાં શું આશ્ચર્ય !

સ્વકર્તવ્ય પુરૂં કર્યા પછી અને સહસ્રગીથીનું અનુસંધાન થવાથી સ્વામીથી વધુ વખત શ્રીપતિનો વિયોગ ન સહેવાયો અને તેથી પોતે યોગ સાધી સમાધીમાં બેશી ગયા.

એક વખત એક રાજા પોતાની સર્વ રાણીયો સાથે સ્વામીના દર્શનાર્થે ત્યાં આવ્યા પરન્તુ તેઓ સમાધિમાં છે એ જાણી પોતાના આગમનનો સંદેશો કહાવી પાછા ચાલ્યા ગયા. સ્વામી જ્યારે જાગ્યા ત્યારે સંદેશો જાણ્યો. એટલે ત્હેમણે એમ માન્યું કે “ શ્રીદ્વારકાંધીશ પોતાની પટરાણીયો સાથે પધાર્યા ને હું બેખબર રહ્યો.” આથી પ્રભુદર્શનક્ષુધા વધી અને પરમપદ જવાની તૈયારી વધુ ત્વરાથી કરવા માંડી. પોતાના સર્વ શિષ્યોમાં શ્રેષ્ટ પુંડરીકાક્ષ સ્વામીને મંત્ર મંત્રાર્થે દીવ્ય પ્રબંધાર્થ ઇત્યાદી સંપ્રદાયનું સર્વ ધન દઇને કહ્યું. કે “ આનો ઉત્તમ ઉપયોગ કરજો, અને મ્હારા વંશમાં મ્હારો સુપાત્ર પૌત્ર યમુનાજીના પ્રસાદ રૂપ થશે ત્હેને એ સર્વ ધન સોંપજો.” આ પ્રમાણે આજ્ઞા કરી, કાર્યભારથી નિર્ભર બની ફરી પોતે સમાધિમાં બેઠા; ત્યારે ફરી કોઈ ગામના રાજા રાણી પોતાના એક મંત્રી ને એક મર્કટ સાથે સ્વામીના

દર્શનાર્થ આવ્યાં. રસ્તા પરથીજ સ્વામીની પુત્રીથી ખબર પડી કે તેઓ સમાધિસ્થ છે, તેથી પાછાં ફર્યાં. એટલામાં પુત્રીએ પિતા પાસે જઇ આવનારાંઓની ખબર કરી. આ ઉપરથી સ્વામીજી તેઓ શ્રીરામ ને જાનકીજી શ્રી લક્ષ્મણ ને હનુમાનજી સંગાથે ત્યાં આવ્યાં હશે એમ માની પછવાડે દોડયા, પણ કાંઈ પત્તો ન લાગવાથી અતિ આર્ત બની પ્રાર્થના કરી. ભક્તવત્સલ ભગવાન ત્યાં પ્રકટયા, સ્વામીએ આત્મા જગત્ સ્વામીના ચરણમાં અર્પી પોતાનો પ્રાકૃત દેહ પડયોરાખ્યો ને પોતે પોતાના સ્વધામમાં, પ્રભુના નિત્ય કૈંકર્યમાં પુનઃ જોડાયા. ઘણાનું માનવું એવું પણ છે કે સ્વામીના આશ્રમ પાસેથી પ્રથમ પણ રાજા નહીં પરન્તુ શ્રી રામ સ્વામી પોતજ નીકળેલા. ઇ. સ. ૯૦૦ ની સમિપમાં આ વૃત્તાંત બનેલું એવું લેખીત પ્રમાણ પણ છે, તેઓ યોગી હતા તેથી ઘણાં વર્ષ પૃથ્વી પર રહ્યા અને હજારો કંગાળ જીવપર અગાધ ઉપકાર કરી ગયા. એ ઉપકારનું વર્ણન આ અલ્પ મતિ શું કરે ! ત્હેની તો અશક્તિજ છે. પરન્તુ ત્હેનાજ પુર્વાચાર્યે ગાયેલ ગાવું કે.

नमोचिंत्याद् भूता क्लिष्ट ज्ञान वैराग्य राशये ॥
नाथाय मुनये गाध भगवद् भक्तिसिंधवे ॥

અચિન્ત્ય, અદભૂત અને અકલીષ્ટ એવા જ્ઞાન ને વૈરાગ્યની રાશી રૂપ, અને ભગવાનની ભક્તિના અગાધ સાગર રૂપ નાથમુનિને નમન કરૂં છું.

भुयो नमो परिमिताच्युत भक्ति तत्त्व
ज्ञाना मृताब्धि परिवाह शुभैः र्वचोभिः ॥
लोकेऽवतीर्ण परमार्थ समग्र भक्ति
योगाय नाथ मुनये यमिनां वराय ॥

અપરિમિત અચ્યુતની ભક્તિને તત્વજ્ઞાન રૂપ અમૃતના સમુદ્રનો પ્રવાહ શુભ વાણી વડે લોકમાં જેમણે પરમાર્થ સમગ્ર ભક્તિ યોગ માટે ઉતાર્યો એવા યમીના શ્રેષ્ટ નાથ મુનિને ફરી ફરીને નમસ્કાર છે.

એ સ્તવન કરનાર કોણ ? નિહાળો હવે એ સ્તોતાનું વૃત્તાન્તઃ

## પ્રકરણ ૪ થું.

### શ્રી યામુનાચાર્ય.



શ્રી નાથમુનિની ભવિષ્યવાણી અનુસાર ઇશ્વર મુનીને કાર્તિક મહિનામાં પૂર્ણિમાને દિવસે મંગળ સમયે પુત્રરત્નની પ્રાપ્તી થઇ. ને ત્હેમનું, પિતાની આજ્ઞાનુસાર યામુન નામ રાખ્યું. યથાકાળ, યથાક્રમ સંસ્કારી થઈ યજ્ઞોપવિત લઈ મહાભટ્ટ ગુરૂને ગૃહે ત્હેમણે ગુરૂકુલવાસ કીધો સાંદીપની

જે પ્રમાણે શ્રીકૃષ્ણના ગુરૂ–નિમિત્તરૂપ–થયા હતા તેમ આમનું પણ થયું. કારણ કે શિષ્ય અવતારી–પાર્ષદ–હતા. તેથી સદ્ય કુશળ થવા માંડયા. ચારે વેદ વેદાંગ ઇતિહાસ પુરાણ યથાયોગ્ય ભણી રહ્યા. અને ગુરૂદક્ષિણા આપી, ગ્રહસ્થાશ્રમનો આરંભ કરવાનું બાકી હતું તેટલામાં એક ઉત્તમ પ્રસંગ બન્યો.

એ દેશપતિના પુરોહિત, દેશના સર્વ વિદ્વાનો સાથે વાદ કરી, ત્હેમનો પરાજય કરી, રાજ્યની સ્હાયથી, પરાજિતો પાસેથી પ્રતિસાલ ખંડણી લેતા. એ વાર્ષિક રકમ લેવા મહાભટ્ટ ગુરૂને ત્યાં પત્ર લઇ પુરોહિતનો અનુચર આવ્યો ત્યારે યામુનાચાર્યે પોતે એ પત્ર લીધો અને વાંચીને ફાડી નાંખી ઉત્તરમાં માત્ર એકજ શ્લોક લખી આપ્યો કેઃ—

**नवयं कवयस्तु केवलं नवयं केवल तंत्र पारगाः**

**अपितु प्रतिवादि भीकर, प्रकट टोप त्रिपाटन क्षमाः**

હમે કેવળ કવિ પણ નથી, તેમજ કેવળ શાસ્ત્ર પઠનાર પંડિત પણ નથી, પરન્તુ (હમે) પ્રતિવાદીને ભયંકર ત્હેનો પ્રકટ આડંમ્બર તોડવાને સમર્થ છીયે. ભાવાર્થ કે વાદની ઇચ્છા છે.

પોતે નવા પંડિત બનેલ તેથી વાદની સ્પૃહા કરી. સેવક પત્ર લઈ ગયો ને પુરોહિતને આપ્યો. ત્હેણે વાંચ્યો લખનારનું વૃત્તાન્ત જાણ્યું. અને એક વિદ્યાર્થીની ઉદ્ધતાઇ છે ગણી તે દૂર કરવાના હેતુથી દેશપતિની સ્હાય માગી. રાજાએ સ્વામીજીને બોલાવવા એક નોકર મોકલ્યો.

પોતે નિર્ભયતાથી ઉત્તર દીધો કે "પુરોહિતની સાથે વિવાદ કરવા માંગનારને પુરોહિત કરતાં ઓછું સન્માન શા સારૂ? કુલિન વિપ્રોને શું આમ રાજ્યના નોકરો પકડી લઈ જશે! એ ધર્મ કે વિનય ગણાય નહીં. જ્યારે પરાજય થાય ત્યારે જે યોગ્ય હોય તે આજ્ઞા કરો. પરન્તુ પ્રથમથી પક્ષપાત કરવાનું શું કારણ"?

રાજાનું છડી ચામર છત્ર સાથે નિમંત્રણ આવ્યું. લોકોમાં જ્ઞાત હતું કે તેઓ મહાકુલિન ને મહા શ્રીમાનના મહા પ્રતાપી પુત્ર છે, ને વળી આમંત્રણથી પ્રતિષ્ઠા વધી હોહાકાર થઇ રહ્યા. એ વિનોદ રૂપી આશ્ચર્ય જોવાને દરબારમાં ખાસ પંડિત વર્ગ અને અન્ય ઘણા જનોનો સમૂહ એકઠો થયો. સભામાં આવતાં માર્ગમાં છડીદારની છડી એક શિષ્યના હસ્તમાં આપી માર્ગથી છેક રાજ્યસભામાં પ્રવેશ કરતાં સુધી ત્હેની પાસે સ્વામીજીએ નીચે પ્રમાણે શ્લોક બોલાવ્યા કર્યો.

आशैलाद द्रिकन्याचरणकिसलयन्यासधन्योपकंठात्
आरक्षो नीत सीता मुखकमल समुल्लास हेतोश्चसेतोः
आच्यप्राच्य प्रतिच्याक्षितिधरयुगालादर्कचंद्रावतंसात्
मीमांसा शास्त्र युग्म श्रमविमलमना मृग्यतां मादृशान्यः

જે (જગ્યા) ગીરીતનયાના ચરણકુસુમ લાગવાથી ધન્ય થઈ છે ત્યાંથી લઇ જ્યાં સીતાના મુખકમલના ઉલ્લાસનો હેતુ બન્યો છે એવા સેતુ સુધી—અને પૂર્વ પ-

શ્ચિમ સૂર્ય ચન્દ્રના ઉદયાસ્ત કહેલ છે તે ગીરી પર્યંત મીં-માંસા અને શાસ્ત્ર બન્નેમાં શ્રમ કરી વિમળ મનનો થયેલો હોય એવો મ્હારા સમાન બીજો શોધો.

એ રાજ્યના પુરોહિત સર્વ દેશના પંડિતો સ્હામા તૈયાર હતા, આજ પર્યંત વિજયી થયા પણ હતા, તેથી તેઓ મનથી નિર્ભય હતા, પરન્તુ આ અવતારી પંડીતનો પ્રભાવ વિલક્ષણજ હતો. સભામાં પધાર્યા કે તરતજ, જેવી રીતે બલીની સભાના સર્વ સભાસદ સજ્જનોથી શ્રી વામનજીને સ્વાભાવિક માન અપાઇ ગયું હતું તેવીજ રીતે શ્રી યામુન મહારાજને રાજ્યસભાના સર્વ સજ્જનોએ માન આપ્યું. ત્યાંનાં મહારાણી પિતૃગૃહથી શ્રીવૈષ્ણવ હતાં, ત્હેમણે અતિ ગર્વથી સર્વ સભા સાંભળે તેમ મહારાજાને કહ્યું કે “ હમારા ગુરૂનો વિજય થશે ” રાજા કોપિત થઇ ગયા અને આવેશમાં બોલી ઉઠયા કે “ કદી પણ એવું નહીં બને ” રાણીએ વિવાદ ચલાવ્યો “ ને જો બને તો શું કરો ? ” રાજાજી કહે કે “ જો ત્હમારા ગુરૂ જીત મેળવે તો હું ત્હેને અર્ધ રાજ્યાસન આપી દઉં, પરન્તુ કદાપી ત્હેમની હાર થાય તો ત્હમારે શી સરત છે ? ” રાણીજીએ કહ્યું “ હું આપની જન્મભર દાસી થઇને રહું ને રાજ્ય વૈભવ ને રાણીપદનો ત્યાગ કરૂં ” બન્નેની પ્રતિજ્ઞાઓ સર્વ સભાની સમક્ષ લેવાઇ ને સહુએ સુણી.

શ્રી યામુન મહારાજે પોતાના દાદાજીનું સ્મરણ કરીને શાસ્ત્રીય વિવાદ પ્રસંગ ઉપાડયો, અને જેમ સરસ્વતિના મુખમાંથી વાણી વહે તેમ, જેમ પર્વતમાંથી અવિચ્છીન્ન

ધારાએ નદી વહે તેમ. સ્વામીજીના મુખમાંથી વિવાદ પ્રવાહ નીકળવા લાગ્યા, ત્હેમની આરંભની પદ્ધતિથીજ પુરોહિત જરા દબાયા, કે છે તો કોઇ પંડિત એટલે દંભ નહિ ચાલે માટે સંભાળીને બોલવું પરન્તુ કશું ગાડું ચાલી શકયું નહિ.

વાદના પ્રારંભથી બોલે બોલે વ્યાકરણની અશુદ્ધિ સિદ્ધ કરતા શ્રી યામુનાર્ય, ત્હેની સ્હામે તર્કમાં તો કોઈ ટકી પણ શું શકે ? જેટલું પુરોહિત બોલે ત્હેને ટુંકા વાકય ને સહજ યુક્તિથી ને સરલ રીતિથી સર્વ સમજી શકે તેમ તોડવા લાગ્યા ! સામાન્ય વિષયોમાં આટલી શક્તિ દેખાડી પછી ગંભિર વિવાદમાં તો કોઇને વચમાં પડી હા, ના કરવા હામજ કેમ રહે ! પુરોહિત પોતેજ નિરૂત્તર બની ગયા, અને સત્ય વિદ્યા, અને પૂર્ણ બુદ્ધિબળ કેવું હોઈ શકે છે તે સર્વને સુવિદિત થયું. વિદ્વાન વર્ગ સવને પુરોહિતને કર ભરવો પડતો તેથી તે પુરોહિતથી નારાજ હતા, તેઓ પણ બંધનમુક્ત આજ થયા તેથી હર્ષમાં આવી ગયા અને ઘણો જયઘોષ સાક્ષરોએ કર્યો. પ્રજાનું આવું વલણ એટલે પછી રાજા શું કરી શકે ? રાણીજી અતિ આનંદના આવેશમાં આવી ગયાં અને ઉઠીને ત્હેમના પાંદમાં “ આલવંદાર ” ( મ્હારા રક્ષક ) એવું કહેતાં સાષ્ટાંગ કર્યા, અને એક બાળક જેમ પિતાનો હસ્ત ખેંચે તેમ ગુરૂનો હસ્ત ખેંચી રાજ્યાસન પર લઈ ગયાં.

રાજાને પ્રતિજ્ઞા પૂર્ણ પાળવી પડી અને પોતાની સાથે અર્ધાસનપર બેસાડવા પડયા, તેમજ છત્ર, ચામર, છડી, સર્વ રાજ્યોપચાર પણ થયા. એજ રીતે મહાલય, સામાન,

ખર્ચી ઇત્યાદિનો બંદોબસ્ત પણ થઈ ગયો.

વિદ્યાથી અર્થ સંપાદન કરી એકજ દિવસમાં અપાર ગુરૂદક્ષિણા લીધી તો શું, પરન્તુ ઉલટી તેથી વધારે આખા દેશના પંડિત વર્ગ ઉપર ઉપકારની કૃપાની વૃષ્ટિ કીધી ને રાજ્યપુરોહિતના નિત્યના કરમાંથી મુક્ત કીધા. બે પુરૂષાર્થ પુરા થયા. પ્રથમ "ધર્મ" અને બીજો "અર્થ."

હવે ત્રીજા પુરૂષાર્થની અપેક્ષા રહી તે પણ ત્હેમને યોગ્ય પ્રભુએ પુરી. " કામ " સંપાદન કરવામાં કામિનીનો પ્રથમ ખપ તેથી સ્વામીજીનું એક ઉત્તમ પત્નિ સાથે લગ્ન થયું. અને સર્વ કુટુમ્બ એકઠાં કરી તેઓ દંપતિ યથેચ્છ ભોગ ભોગવવા લાગ્યાં. રાજાજીના જમણા અંગ બરાબર થયા અને રાણીજીનાં પિયર સંબંધી તેથી પિતા તુલ્ય બન્યા; રાજ્યધન અને રાજ્યભૂવનમાં વાસ થવાથી પ્રકૃતિ પણ વિશેષ રાજસી બની; અને તન, મન, ધન, જન, સામાન સર્વ જીવનનો ઉપયોગ ગીત હાસ્ય વિનોદ આદિ ભોગમાંજ આવી અટકયો.

સમયસર ક્રમે કરીને ચાર પોતાના સમાનજ પુત્રરત્ન પ્રકટયાં; પરંતુ ભોગને પણ મર્યાદા હોયજ " अति सर्वत्र वर्जयेत् " ન્યાયાનુસાર હવે ત્હેમને પણ પ્રવૃતિમાં બંધન ઘટતું હતું પણ એ બંધન બાંધનાર કયાંથી કહાડવો ?

યામુનાર્યના દાદાજી શ્રીનાથમુનિએ પોતાના શિષ્ય પુંડરીકાક્ષને સ્વપૌત્ર બાબત ભવિષ્યવાણી કહી ત્હેને શિષ્ય કરવા આજ્ઞા દીધેલી હતી પરન્તુ પૌત્રનો તે બાબતની પ્રા-

સિનો અધીકાર થાય તે પહેલાં શ્રી પુંડરીકાક્ષને પરમપદ પધારવું પડ્યું. તેથી જતાં ત્હેમણે પોતાના સર્વોત્તમ શિષ્ય શ્રી રામમિશ્ર સ્વામીને સર્વ રહસ્ય અને તે શ્રી યામુનાર્યને આપવાનો ભાર સર્વ સોંપ્યું. હવે રામમીશ્ર સ્વામીએ પણ પોતાનો કાળ સમીપ દીઠો, અને પેલી તરફ યામુનર્યનું રાજસપણું તો અતિ વધી પડ્યું હતું એમ લહ્યું ત્યારે શું કરવું ? સામાન્ય જનને પણ રાજાના પ્રમાદને લીધે દર્શન દુર્લભ હતાં પછી ચોકી પહેરામાં પોતાનો પત્તો તો ક્યાં લાગે ?

રામમીશ્રજીએ અનુમાન કર્યું કે મૂળ યામુનાર્ય સાત્વિક અંશ, દીવ્ય આચાર્યના અંશ તો છેજ, તેથી એને સાત્વિક આહાર રૂચવાનો ! ખાનપાનના ભોગીની પીછાન એ ભોગદ્વારા કરવીજ ઠીક છે. માટે જ્ઞાનવલ્લીની ભાજી રોજ તાજી તાજી આણી પોતે રસોડામાં વિના દામે પહોંચાડવા માંડી. યામુન મહારાજના થાળમાં એ પીરસાવા લાગી, અને તેઓને એ અત્યંત પ્રિય થઈ પડી, પરન્તુ મહારાજને શી ખબર કે શાકપાન કયાંથી અને કેમ આવેછે ? ને કોણ લાવે છે ? રામમીશ્રજીએ એવી રીતે કેટલા દીવસ સુધી ધક્કા ખાધા, પરન્તુ ન કાંઇ પૂછ કે પરછ, ત્યારે એમણે જુદી યુક્તિ વાપરી, ચાર દિવસ સુધી શાક સમુળગું લઇ ગયાજ નહીં. ત્હેમાં તેઓ ફાવ્યા, કારણ કે જ્યારે યામુનાર્યે થાળમાં ભાજી ન દીઠી ત્યારે આજ્ઞા કરી કે “ એ શાક તો નિત્ય કરવાનુંજ છે ” આજ્ઞાના ઉત્તરમાં સાંભળ્યું કે “ શાક કાંઇ બજારમાં મળતું

નથી કોઈ ઘેર આવી આપી જાય છે, તે હાલ બંધ થયું છે. ” મૂલ્યના વાંધાને લીધે શાક બંધ થયેલ હશે ધારી તેમણે હુકમ કર્યો કે “ બેવડું ત્રેવડું જે દામ એ માણસ માગે તે આપીને પણ ભાજી લ્યો. ” ત્યારે જ જાણ્યું કે કોડી પણ આપતું હતું કોણ ? પોતાના ઘરના અંધેરથી પોતે લજ્જીત થયા, ને વળી જાણ્યું કે આણનાર તો કોઈ શ્રી વૈષ્ણવ છે, ત્યારે બહુજ ગભરાયા; હવે એને શોધવા ક્યાં ? કોઇએ નામ નિશાન પૂછ્યું નહોતું, કોઇએ ત્હેમને પોતાને બતાવ્યા પણ નહતા, આ બધો ભેદ શો છે, એમ વિચારતાં વધુ જીજ્ઞાસા વધી અને ગમે તેમ કરી એને ફરી શોધી લાવવા આજ્ઞા થઈ. પરંતુ કોઇને તેવી જાતની કોશીશ કરવીજ ન પડી કારણ કે બીજે દિવસે ફરી તેઓજ શાક લેઈ પધાર્યા. ત્હેમને સેવકો સદ્ય યામુનાર્ય પાસે લઇ ગયા, તેઓ તો દેખતાંજ સાષ્ટાંગ કરી ગયા. વૃદ્ધપ્રતાપી પવિત્ર, શાન્ત સુખમુદ્રા દેખીને આસન આપી પોતાની બેદરકારી સારૂ ક્ષમા ચાહી ભાજીના બદલામાં જે માગે તે આપવા કહ્યું.

રામમિશ્રજીએ કહ્યું કે “ મ્હેં કશું લેવા સારૂ ભાજી નથી પહોંચાડી, મ્હારે એતો ત્હમને મળવાના નિમિત્તરૂપ કરવું પડ્યું, મૂળ હેતુ તો મેળાપનો હતો.

યામુનાચાર્યજી કહે “ હવે મેળાપ થયો ત્યારે કાંઈ માગવું તો જોઇએ.” ઉત્તર મળ્યો કે “હું લેવા તો નહીં રન્તુ દેવા આવ્યો છુ. ” રાજા તો આશ્ચર્ય પામ્યા કે ાટલો શ્રમ ઉઠાવીને કર્યું છે તે એવું શું છે ?

રામમીશ્રજીએ ખુલાસો કર્યો કે " ત્હમારા દાદા તે મ્હારા દાદાગુરૂ; ત્હેનું મહત ધન ત્હમારે માટે મ્હેં સાચવ્યું છે તે ત્હમને આપી દેવું છે, એટલે હું ઋણમુકત થઇશ, પરન્તુ જેમ કાલની યોગ્યતાનો સત્ય સમય ન મળતાં મ્હારા ગુરૂ તે મ્હનેજ સોંપી ત્હમને ખબર પણ પાડયા વિના પરમપદ પધાર્યા. તેમ મ્હારે પણ કાળની અપેક્ષા તો રાખવીજ પડશે. ઉચિત અવસર વગર નહીં અપાય, માટે અવસર આવે ત્યાં સુધી મ્હને જયારે ઠીક પડે ત્યારે હું ત્હમારી પાસે આવી શકું એ શાકનું મૂલ્ય; એટલો બંદોબસ્ત થાય એટલો બદલો. "

યામુનાર્ય ઉપર આ વાતોથી અને શ્રીરામમીશ્રસ્વામીના દર્શનથી એટલી તો અસર થઇ કે ત્હેમની માગણીનો સત્વર સ્વીકાર થયો, અને રૂચી પડે ત્યારે રાજ્યમહેલમાં જવા આવવા છુટ થઇ. બીજી વખત તેઓ આવ્યા ત્યારે બગલમાં પુસ્તકો લેતા આવ્યા. પંડિતોને સ્વાભાવીક રીતે પુસ્તકો ઉપર શોખ હોય છે જ તેથી યામુનાર્યજીએ પુસ્તક જોવાં ચહ્યાં. શ્રીરામમીશ્રજીએ ઉત્તર દીધો કે "મ્હારી દૃષ્ટિથી જોવું હોય તો પુસ્તક જોવા લાયક છે નહીં તો કશું જોવા જોગ નથી." યામુનાર્યજીએ ત્હેમને મુખેથી સાંભળવા ઇચ્છા બતાવી, ને ત્યારેજ ખબર પડી કે પુસ્તક તો શ્રીમદ્‌ભગવત્‌ગીતા છે. જેમજેમ વિનયપૂર્વક સુણતા ગયા તેમ તેમ પોતાની પંડિતાઇનો ગર્વ નીકળતો ગયો.

ગુરૂકૃપા, પ્રભુપ્રસાદ, અને પરંપરાગત ઉપદેશની અસર વિલક્ષણજ છે. પ્રથમ ષટ્ક–છ અધ્યાય–શ્રવણ કર્યા

એટલે શ્રવણ પછીનું મનન તે શરૂ થયું ને તેનું અનુસંધાન કરવાથી જરા આત્મદર્શન પણ થવા લાગ્યું એટલે તૃષા વધી ને બીજું ષટ્ક વાંચતાં તો પરમાત્માની પ્રભાજ એ વિમળ હૃદય પર પડવા લાગી; અને જ્યારે સ્વસ્વરૂપ અને પર સ્વરૂપનું યથાવસ્થીત જ્ઞાન થવા માંડયું, અને જ્ઞાનાનુસાર અનુષ્ઠાનથી ભાન પણ આવવા લાગ્યું, એટલે વિષયની તુચ્છતા,—પ્રકૃતિનું હેયત્વપુરૂં સમજાયું, ત્યારે આ ધારણ કરેલ સર્વ આડંબર ત્યાગીને ઘર છોડી નાસી જવા ઈચ્છયું. અન્તમાં જ્યારે સંપ્રદાયનો ચરમ શ્લોકને નામે ઓળખાતો ગીતાજીનો શ્લોક અતિ ઠોક દઈને પ્રપત્તિ ઉપાય સમજાવવા રૂપ લહ્યો, ને પ્રશ્નોત્તરથી અનુષ્ઠાન કેમ કરવું ત્હેની સમજણ પડી એટલે યામુનાર્યજીએ શ્રીરામમીશ્રને આચાર્યરૂપે સ્વીકાર્યા અને ત્હેમના દ્વારાજ દીવ્ય દેશમાં એકાદ ભગવાન આગળ ન્યસ્તભર થઈ કૈંકર્યમાં સદ્ય લાગવા કહ્યું. રામમિશ્રજીએ જોયું કે અન્તે ઉચિત કાળ આવી પહોંચ્યો, દાદા ગુરૂની વાણી સાચી પડી, અને પોતાનો શ્રમ પણ સફળ થયો એટલે હવે સકળ ધન દેવુંજ જોઇએ. એ આપવાને તો પોતે કાળની અપેક્ષા રાખતાજ હતા. શ્રીયામુનાર્ય હવે તો મુનિ—ખરા મુનિ—બન્યા ને તેથી સ્વાચાર્યને શરણાગતિ કરાવવા આર્તતાથી પ્રાર્થના કરવા માંડી. સ્વામીજીએ કહ્યું કે "પહેલાં ત્હમારૂં ધન સંભાળી લ્યો, ને તેથી મ્હને નિર્ભર કરી પછી ત્હમે નિર્ભર બનો આજ રાત્રીના એકલાજ મ્હારી સંગ બહુ દૂર આવવું પડશે માટે જો કબુલ હોય તો સ્વીકારો."

આચાર્ય ઉપર હવે તો સંપૂર્ણ શ્રદ્ધા આવી ગઇ હતી ને આ ત્હેમની પ્રથમજ આજ્ઞા હતી એટલે એ સ્વીકાર્યા વિના પોતાનું કાર્ય પણ સિદ્ધ નહીં થાય એમ સમજી ત્હેમણે સ્વીકાર્યું.

મધ્યરાત્રીએ પૂર્ણ ચુપકીદીથી ગુરૂ શિષ્ય મહેલમાંથી નીકળી ચાલવા લાગ્યા. આગળ ગુરૂ ને પાછળ શિષ્ય; ન પૂછ કે પરછ, ન વાત કે વૃત્તાન્ત અન્તે મુગા મુગા શ્રી કાવેરી તટ આગળ આવી ત્યાં સ્નાન પુંડ્રાદી કરી, ભગવત મંદિરમાં શ્રી રંગનાથની સન્નિધિમાં લાવી ત્હેમના ચરણ કમળ દેખાડી આચાર્યજીએ કહ્યું "આ ત્હમારા દાદાજીનું ધન છે તે કેવા પ્રકારથી, તે તો બ્હાર ગયા પછી સમજાવીશ પરંતુ હાલ એ જોઇ હૃદયમાં ચ્હોડી લ્યો." ને આચાર્ય કૃપાથી એ ચિત્તમાં જડાઇજ ગઈ; અન્ય તર્ક વિતર્ક શમી ગયા અને તદુપરાંત જ્યારે બ્હાર આવી મંત્ર મંત્રાર્થ રહસ્ય-જ્ઞાન, પ્રબંધ-ગાન આદી મેળવવાનું છે એમ જાણ્યું ત્યારે થયેલા આનંદનું વર્ણનજ શું ?

બન્ને જણાએ શ્રીરંગમાં વાસો કર્યો, આવશ્યક માલમીલકત રાખી સમસ્ત શ્રીરંગ ચરણમાં અર્પણ કર્યું ને આખાં કુટુમ્બને પણ પ્રભુનાં પ્રપન્ન બનાવી, પોતે પણ સન્યાસ ગ્રહણ કરી સ્વામી દ્વારા નાથને અર્પણ થયા, અને નિત્ય કૈંકર્યના અધિકારી બન્યા. ત્હેમાં માત્ર પોતેજ લાગ્યા એમ નહીં પરન્તુ પોતાનાં સ્ત્રી પુત્રાદી સર્વને પણ લગાડયાં અને સર્વ કૃત કૃત્ય થયાં.

સાત્વિક ત્યાગ એજ કહેવાય કે માનવે અહંકાર મ-

પ્રકાર પોતાના અને પોતાનાંઓ ઉપરથી કહાડી, પોતે અને પોતાનાં જે કહેવાતાં હોય ત્હેમના ઉપર સાચા સ્વામીનું સ્વામીત્વ સ્થાપવું, અને એ ત્હેના ઉપયોગમાં રહે એમ ચાહવું. અને એ જેનું છે ત્હેના ઉપયોગમાં પરિપૂર્ણ આવે તે સારૂ ત્હેનેજ યાચવું.

શ્રી યામુનાચાર્યજીએ નીચેના શ્લોકથી એજ ચહ્યું, કહ્યું, અને કર્યું. ધર્મ અર્થ અને કામનો અન્ત ઉપયોગ શો કરવો તે આચાર્ય હોઈ આચરણ કરી બતાવ્યું છે, ને દૃષ્ટાન્તમાં પોતાના આચરણથી જ શીખવ્યું છે સર્વ સમર્પણ કરી ત્હેમણે યાચ્યું છે કે—

**नदेहं न प्राणं नच सुख मशेषाभिलषितम् ।**
**नचात्मानं नान्यत्कि मपि तव्रशेषत्व विभवात् ॥**
**वहिर्भूतं नाथ ! क्षणमपि सहेयातु शतधा ।**
**विनाशं तत् सत्यं मधुमथनविज्ञापनमिदम् ॥**

અર્થ—હે ! મધુનું મંથન કરવા વાળા ! આ મ્હારી સત્ય વિજ્ઞાપના છે કે મ્હારા દેહ પ્રાણ, અભિલષિત અશેષ સુખ, આત્મા અને અન્ય બીજું કાંઇ પણ જે હોય તે આપના શેષત્વ વિભવથી ( એવાથી ) ક્ષણ પણ વિમુખ રહે તો હે નાથ ! હું એને નહીં સહી શકું. એનો વિનાશ હજારો ટુકડામાં થઈ જાઓ.

તાત્પર્ય કે “ હું અને મ્હારૂં ગણાતું સર્વ સદા આપની સેવામાંજ લાગ્યું રહે ” એ માત્ર કહેવુંજ નહીં પણ વર્તવું એમ સત્ય ચાહત છે ને એવું રહે માટે પ્રભુ પાસે પ્રાર્થના છે.

શ્રી રામમીશ્રસ્વામી પોતાના દાદાગુરૂના વંશમાં એવા, દાદા સમાનજ, આચાર્ય–સંપ્રદાયના નિર્વાહક થયા જોઇને અતિ સંતોષ પામ્યા, અને જગતમાં પોતાને વધારે રહેવાની અગત્ય જોઈ નહીં તેથી શ્રીયામુનમુનિને આજ્ઞા દીધી કે "આચાર્ય તરીકે તો શ્રી નાથમુનિનેજ માનવા કારણ ત્હેમણે દીધેલ ધન મ્હેં તો આપ્યું છે." ને બીજી આજ્ઞા દીધી કે "શ્રી નાથમુનિના એક પ્રિય શિષ્ય શ્રી કુરૂકાધિનાથને ત્હેમણે યોગવિદ્યા શીખવેલી છે, તે ત્યાં જઇ ત્હમારે શીખી આવવી; હવે મ્હારૂં કર્ત્તવ્ય પુરૂં થયું." એમ કહીને ત્યાંથી નીકળી શ્રીરંગધામમાં પહોંચી ત્યાં શ્રી રંગેશના ચરણકમળનું ધ્યાન હૃદયમાં કરી પુરા શુદ્ધ બની દેવયાન માર્ગે ચાલી દીવ્ય દેહ ધારણ કરી દીવ્ય દંપત્તિની નિત્ય સેવામાં લાગી ગયા.

હવે શ્રીયામુનાચાર્ય શ્રી કુરૂકાધિનાથના મકાન પર ગયા. ત્યાં જતાં ખબર પડી કે સ્વામી તો વર્ષો વિત્યાં સમાધિસ્થ છે. પોતે બહાર બેઠા એટલે અંદરના ભાગમાંથી સ્વર આવ્યો કે " શું મ્હારા ગુરૂ વંશનું કોઈ આવેલ છે કે ? " યામુનાર્ય અતિ હર્ષ પામ્યા, અને અંદર જઈ " "દાસોસ્મિ " શબ્દ બોલતા સ્વામીના ચરણમાં સાષ્ટાંગ કરી પડયા. પ્રત્યક્ષ પ્રતિતી થઇ કે ત્હેમનામાં પ્રભુ પ્રકાશીત છે અને ત્હેમણે પણ કહ્યું કે મેં મ્હારા અંતર્યામીથી જાણ્યું કે ત્હમે આવેલ હો. ત્હેની દૃષ્ટિમાં ત્હમે પણ છો. યોગનું એટલું સામર્થ્ય દેખીને તે મેળવવા પ્રાર્થના કરી. સ્વામીજીએ એક તીથી પત્ર પર લખી

આપી તેજ દિવસે આવવા કહ્યું. શ્રી યામુનમુનિનું ચિત્ત શ્રીરંગના વૈકુણ્ઠોત્સવમાં લાગ્યું તો હતું એટલે આજ્ઞા-સળી કે નાઠા ત્યાંથી રંગજી; અતિ ઉત્તમ પ્રકારે ઉત્સવમાં દ્રવીડ વેદ ગાયા, અર્થ સમજાવ્યા, હજારો શિષ્ય વધાર્યો તેટલામાં અનંતશયન ભગવાનનું મહાત્મ્ય સુણ્યું એટલે ત્યાં જવા લોભાયા, અને અહીંની સમાપ્તી પછી ત્યાં ધાયા. સારી રીતે દર્શનાદિ સેવનથી તૃપ્ત થયા એટલે સાંભર્યું કે તેજ દિવસ યોગ મેળવવાને નિર્માણ થયેલો. હવે શું કરવું ? કેટલાએ કોશ દૂર જવાનું હતું. અને પોતે ત્યાં પહોંચે તે પહેલાં તો સ્વામી પરમપદ પહોંચી પણ ગયા હોય. એટલે યોગપ્રાપ્તી અશકયજ હતી. દીવ્ય-મંગળવિગ્રહમાં પોતાને પ્રત્યક્ષ યોગ થઈ ગયો હતો અને સંપ્રદાયમાં અર્ચાવતારનીજ પ્રાધાન્યતા જોઇને બહુ ઉદાસ ન થયા, ને પાછા ફરી શ્રીરંગજીમાં પોતાના પ્રિયતમના વિગ્રહમાંજ પૂર્ણાનંદ પામતા ત્યાંજ રહ્યા. તે સમયથી સંપ્રદાયમાં યોગાભ્યાસ બંધ થયેલ છે.

આ સર્વ કુલધન, પ્રભુની સમગ્ર પ્રજા ભોગવી શકે એ હેતુથી દાદા ગુરૂએ શ્રી શઠકોપ સ્વામી પાસેથી મેળવી પોતાના સુધી પહોંચાડયું. પોતે શ્રોત્રીય બ્રહ્મનિષ્ટ પુરા બન્યા, પરન્તુ એ સર્વ સમુહ, પોતાને જોકે વીસ મુખ્ય શિષ્ય હતા છતાં એક પણ પોતાના જેવો પુરો લાયક ન લાગ્યો કે જે એકમાં સર્વ ઠેલવે. એટલે એના વિભાગ કરવા પડયા.

પોતાના જયેષ્ટ પુત્રને દીવ્ય ગાન શીખવી તાલ વિગેરે

દઈને સહસ્ત્રગીથી શ્રીપતિ સન્મુખ ગાવાને ઠરાવ્યા અને હાલ પણ ત્હેમના વંશજો એ દેશમાં એજ કાર્યમાં બહુ સન્માન પામતા વસે છે. ત્હેમણે શ્રીરંગેશને પોતાના ગાનથી પ્રસન્ન કર્યા.

કાંચીનિવાસી એક મહાત્મા અવતારી જે શ્રી કાંચી-પૂર્ણ નામથી પ્રસિદ્ધ થયા હતા, ત્હેમને મંત્ર મંત્રાર્થ આપ્યા. ને એના અનુસંધાન અનુષ્ઠાનથી કાંચીપુરી પતિ શ્રી વદરાજને ત્હેમણે પ્રસન્ન કર્યા. ગોષ્ઠીપૂર્ણ જે ત્રીજી દીશામાં નિવાસી હતા ત્હેમને ચરમાર્થ પ્રદાન કર્યું ને એ ઓ તે દેશમાં અતિ સુપાત્ર પ્રતિનિધિ થયા.

માલાકર સ્વામીને ચારે હજાર દીવ્ય પ્રબંધ અર્થની સાથે આપ્યા. જે સર્વ વર્ણને સમાન ઉપયોગી થઇ શકયા.

અને અન્તમાં પંચ સંસ્કાર દેવાને પુરા પાત્ર ઉત્તમ વિપ્ર શ્રી વૈષ્ણવ વંશી શ્રી મહાપૂર્ણ સ્વામીને પસંદ કર્યા. જે શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ પુરાણ પંચરાત્રાદિના નેતા બન્યા.

આ પ્રમાણે જે એક સરોવરમાં પોતે સુધા ભરેલું ત્હેને પાંચ નાળમાં વ્હેતું કરી દેવું પડયું, આથી એકત્ર એક સરખો આનંદ તો કયાંથી આવે ? શ્રી યામુના-ચાર્યને સમગ્ર અર્થ ગ્રહણ કરી સર્વને યથાધિકાર સુધારે એવા શિષ્યની અતિ ભૂખ લાગી. પૂર્વાચારી શ્રી શઠકોપ સ્વામીને પ્રાર્થના પણ ઘણી કરી, ને ત્હેમની ગીથીઓમાં-થી કંઈક એવી જાતનું સૂચન મળ્યું પણ ખરૂં કે હજી પોતાનાથી વધારે શ્રેષ્ટ અવતારી કોઈ બાકી છે. હારિત

સ્મૃતિ જોઈ તો જણાયું કે તે તેમનાજ વંશમાં થશે અને જયારે પુરાણ જોયાં ત્યારે પ્રમાણથી સિદ્ધ થયું કે હજી શ્રી શેષાવતાર થવો બાકી છે એટલે ત્હેમનો ઉત્સાહ વધ્યો પરન્તુ પોતેજ ત્હેને આ સર્વ અર્થ દેવાને ભાગ્યશાળી થાય એ મુખ્ય ચાહના તો રહી; ને એ ક્યારે થશે તે નિશ્ચિત હતું નહી, તેથી સ્વામીજીએ પોતાના સંપ્રદાયના અર્થોનો સંગ્રહ ગ્રંથમાં બનાવી રાખવાનું ચહ્યું. વેદાન્તનું દોહન કરી પરાશર ભગવાનના મત સાથે પોતે એક કંઠ હોવાથી ત્હેમને પણ પોતાના પૂર્વાચારી માની ૧ અચિત્, ૨ ચિત્ ને ૩ ઇશ્વર—સિદ્ધિ—એવા ત્રણ ગ્રંથ પ્રકરણથી બનાવ્યા. એની પ્રમાણીકતા દૃઢ કરવાને સર્વને સાધ્ય શ્રીમત્ ભગવત્‌ગીતા જોઈ ત્હેનો સમગ્ર સાર **ગીતાર્થસંગ્રહ** એ નામના પુસ્કતમાં લખ્યો. એનો સાર–શરણાગતિ–તે કહી બતાવવા સારૂ "સ્તોત્ર—**રત્ન**" —આલવન્દાર સ્તોત્ર—લખ્યું, અને સંપ્રદાયના મુખ્ય આચાર્ય શ્રીજી તેથી "શ્રીસ્તવ" રચ્યું. જે જે પોતાનામાં ભર્યું હતું તે ઘણી સુક્ષ્મતાથી ગ્રન્થોમાં ભર્યું, કે યદિ પોતાની દેહ ભવિષ્યના આચાર્ય થાય ત્યાં સુધી ન રહે તોપણ એને આ સર્વ ધન મળે. અંતર આશા તો એજ રહી કે એ પોતાના સમયમાંજ અવતરે, પેતાનેજ મળે અને નિર્ભાર કૃતકૃત્ય બનાવે પણ બનવું હાથમાં છે?

શું સ્વામીજીની એ આશા પૂર્ણ થઈ? અને એ આશા પૂર્ણ કરનાર થવાના હતા તે કોણ?

પ્રથમ ખંડ સમાપ્ત.

શ્રી હરિઃ

द्वितिय खंड

# પ્રકરણ પહેલું.

## શ્રીમાન્ રામાનુજાચાર્ય ઈ. સ. ૧૦૧૭ થી ૧૧૩૭.

### શ્રી રામાનુજાર્યનું જીવન પ્રભાત.

योनित्य मच्युत पदांबुज युग्म रुक्म ।
व्यामोहित स्तद्रीतराणी तृणाय मेने ॥
अस्मद्गुरो र्भगवतोस्यदयैकसिंधो ।
रामानुजस्य चरणौ शरणं प्रपद्ये ॥

જે નિત્ય અચ્યુતના પદ કમળની સુવર્ણ જોડીમાં વ્યામોહિત હોઈ, ત્હેનાથી ઇતર સર્વને તૃણ સમાન માને છે.એવા હમારા ગુરૂભગવાન, દયાના સાગર રામાનુજના ચરણનું શરણ ગ્રહું છું.

જગત જન સંસારના સુવર્ણમાં મોહિત રહીને જેમ પરમાત્મ વિષયને બેપરવાંથી નીરખે છે, તેમજ ત્હેનાથી કેવળ વિરૂદ્ધ જે કદી ચ્યુત થાય નહીં એવા પરબ્રહ્મ પુરૂષોત્તમના કમળ સદૃશ બે ચર્ણાવિન્દરૂપ સુવર્ણ ત્હેનાપર જે મોહિત થયેલા છે અને તે એવાજ સદા ટકશે, કારણ અન્ય સર્વ વસ્તુને તો જે તરણા સમાન માને છે એવા, ભ-

ગવત્ વ્યતિરિક્ત સર્વમાં વિરક્ત, અને પ્રભુપાદમાં આસકત, તે માત્ર પોતાનાજ સ્વાર્થને માટે નહીં પણ હમારા અન્ધકાર અજ્ઞાનરૂપ તમને કાપવાને, ગુરૂ બનવા સમર્થ, અને તેવી શકિતના ધારનાર, તેથી "ભગવાન," હમને પોતાનાં જેવાંજ ભાગ્યવાન બનાવવા સમર્થવાન છે; અને દયાના સિન્ધુ સમાન હોવાથી સહાયી જરૂર થશે જ; નામે રામાનુજ છે ત્હેમના ચરણોનું શરણ ગ્રહ્યું છે. શાસારૂ ?' ઉપર કહેલાં કારણો હોવાથી. એ કોણ ? એ કયાં થયા ? નીહાળો નીચે.

चैत्रमासे शुक्ल पक्षे पंचम्यां गुरुवासरे ।
मध्यान्हे कर्कटे लग्ने नक्षत्रे ऋुद्रदैवते ॥

આજથી નવસો વર્ષ પૂર્વે મદ્રાસની સમિપ શ્રી પેરમબુધુર નગરમાં શ્રી કેશવ ભગવાનના પરમ કૃપાપાત્ર વિપ્રવર્ય શ્રી કેશવાચાર્યના ભૂવનમાં કાંતિમય માતાને સુપુત્રનો જન્મ થયો. ભગવાન પાર્થ—સારથીની પરમભકિતના ફલરૂપ સુપુત્ર હોવાથી પ્રથમ ઉચિત સંસ્કાર ત્હેને ત્હેના મામા શ્રી શૈલપૂર્ણ સ્વામીથી થયા.

શ્રી શૈલપૂર્ણ શ્રીયામુન મુનિના પ્રિય શિષ્ય, શ્રીનાથ મુનિના વંશજ શ્રી રામાયણના પરમાચાર્ય, અને જેની પાસે શ્રી વેંકટનાથ ભગવાને તાત કહીને જળ માગ્યું હતું ત્હેમણે ભાણેજને દેખીને;

प्रथमोनंत रूपश्च द्वितियो लक्ष्मणस्तथा ।
तृतियो वलरामश्च कलौ रामानुजो मुनि ॥

એજ કલીમાં પ્રકટયા માની ત્હેમનું રામાનુજ નામ પાડયું.

એજ રીતે હેમનાં બીજાં ભગિની દ્યુતિમતીને પણ સુચોઘડીયે સુપુત્ર એ અરસામાંજ અવતરેલ ત્હેનું નામ ગોવિન્દ પાડયું.

સર્વ સંપ્રદાયમાં પોતાના આચાર્યોને સહુ અમુક દીવ્ય દેવના અવતારી માને છે, ત્હેને લીધે પ્રમાણભૂત પુરાણાદિ બતાવે છે. અને હેવાં પ્રમાણ હમારા પૂજ્યાચાર્ય સારૂ પણ છે પરન્તુ હમારે તો હેમના ઇતિહાસથીજ એમનું મહાત્મ્ય દીવ્ય વર્તન પુરવાર થાય છે તેથી શ્રદ્ધા વધારે દૃઢ બને છે, અને હમારે એક સંપુર્ણ વગ–અવલંબન–છે એવું માનીનેજ ત્હેનાં શિષ્ય બનવા, આશ્રીત થવા, ઇચ્છીયે છીયે, અને દૃઢ વિશ્વાસ છે કે ત્હેની સ્હાયથી સદાને સારૂ ધન્ય, કૃતકૃત્ય થઈશું. અને તેટલા સારૂ એ શીખવાને અને આચરવાને આ મુખ્ય આચાર્યનું આદીથી અન્ત પર્યન્ત અનુષ્ટાન–ત્હેમની સમસ્ત કૃતિ–લક્ષમાં રાખી તેવાં બનવા પ્રયત્ન કરીશું.

આચાર્યનું લક્ષણ.

**आचनोतिहि शास्त्रार्थान् आचोर स्थापयत्पाति।**
**स्वयमाचरते यस्मात् तस्मादाचार्य ऊच्यते ॥**

શાસ્ત્રના અર્થોનું આલોચન કરે–શોધી સમજીને પોતાનામાં સંગ્રહ કરે છે; ને તે પરાર્થ જગતજન કાજે તે ત્હેને ઉચિત સદાચારમાં સ્થાપન કરે છે, અને અન્ય સર્વ

ત્હેમાં સુદૃઢ બને તે સારૂ પોતે ત્હેવું આચરણ કરી બતાવે છે, તેથી એને આચાર્ય કહેવાય છે. તેઓ જનહિતાર્થે પ્રકટયા છે; જે સાચા તાતે હમારે કાજે જગત ઉત્પન્ન કર્યું છે, ત્હેમની ઇચ્છાથી તો તેઓ પરમપદથી અહીં આવે છે, માટે ત્હેનો ખરો લાભ લઇયે તો સર્વ તરી શકીયે તેમ છે માનવ જાતનું કર્ત્તવ્યજ એ છે કે પોતાનો ઉદ્ધાર કરવો. અનેપ્રભુની ઈચ્છા પણ બાળકોને સુધારવાનીજ છે તેથી ત્હેના મોકલેલ આચાર્યોનાં ચરિતો વાંચી વિચારી ત્હેમાંથી મળતો ઉપદેશ લઇ સુધરવું તેજ શ્રેષ્ટ કર્ત્તવ્ય ગણાશે.

જેમ શ્રી રામસ્વામી સોળ વર્ષના થયા ત્યાં સુધી સામાન્ય રાજકુમારના જીવનથીજ રહ્યા, તેમજ શ્રીરામાનુજાર્ય પણ ઉત્તમ કુલિન બ્રાહ્મણ પુત્ર સદૃશ યથાકાળ, યથાક્રમ, યથાશાસ્ત્ર, સંસ્કારીત થઇને, પિતા પાસેથીજ વેદ વિદ્યા, કુલાચાર ઈત્યાદિ શીખીને વિવાહિત થયા. થોડા સમયમાં પિતા પરમપદ પધાર્યા તેથી ત્હેનું ઉત્તર કાર્ય સર્વ કરી સ્વગ્રામમાં પુરૂષાર્થ સારૂ વિશેષ યોગ ન હોવાથી તેઓ માતા અને પત્નીને લઈ શ્રીકાંચી નગરમાં આવી વસ્યા.

---

શ્રી હરિઃ

# પ્રકરણ બીજું.

## શ્રી રામાનુજાર્યનો કાંચીમાં વાસ અને યાત્રા.





એ સમયમાં દ્રવીડમાં, જો કે ઈતિર સંપ્રદાયના, પરન્તુ સર્વથી અધિક સમર્થ, સાક્ષર યાદવપ્રકાશ નામધારી સંન્યાસી કાંચીમાં વસતા હતા. ત્હેમની પાસેથી અધિક વિદ્યા સંપાદન કરવાના હેતુથીજ શ્રી રામાનુજાર્ય કાંચીપુરીમાં આવી વસ્યા, અને વિદ્યાગુરૂ દ્વારા અધિક અધ્યયન કરવા લાગ્યા.

આ પ્રથમ અવસ્થાનું ચરિત પણ હમારી પ્રથમાવસ્થામાં અનુકરણીય છે. જ્યાં ગુરૂ મળે, જ્યાંથી જ્ઞાન સંપાદન થઇ શકતું હોય ત્યાં જઈ વસવું ને વિદ્યાપ્રાપ્તી કરવી એ શિષ્ટોથી ચાલતો આવતો સંપ્રદાય છે. પ્રાચીન કાળમાં અને તે પણ શ્રી કૃષ્ણ ભગવાને પોતે પણ શું કર્યું હતું? મથુરા છોડી ઉજ્જયનીમાં વસી સાંદીપના શિષ્યં થયા હતાને ? અને હાલ પણ શું થાય છે, વિશેષ જ્ઞાનની પ્રાપ્તી માટે અથવા જુદા વિષયના જ્ઞાનના લોભથી ઇંગ્લાંડ, જર્મની, જાપાન સર્વ સ્થળે સહુ જાય છે. તો ગુરૂ હોય ત્યાં જંઇ વસવું, ભક્તિ પૂર્વક પોતાના વિદ્યાપ્રદાતાની અંગ પર્યંત સર્વ સેવા કરવી એ ઉચિત કર્મજ છે.

જેમ રામાવતારાદિમાં ભગવાને પોતે અવતારી છે એમ મ્હોંએથી કહેવાને નથી ચહેલા પ્રસંગો આવતાં તે પ્રકાશ આપ મેળે થયેલછે તેમ શ્રી રામાનુજાર્યનું વિશેષ પણું આ યાદવપ્રકાશના સંબંધના પ્રસંગથીજ પ્રકટ થયું.

છ શાસ્ત્રમાં પૂર્વમીમાંસા પૂર્ણ શીખ્યા પછી ઉત્તર-મીમાંસા વેદાન્તાર્થ પર્યંત પહોંચ્યા, ત્યારે એક દિવસ **सत्यं ज्ञान मनंतं ब्रह्म** એ શ્રુતિનો અર્થ યાદવપ્રકાશે વિવેચન કરતાં કેવળ નિર્ગુણબ્રહ્મ ઉપર લગાડયો, અને તે સમયે શીષ્ય રામાનુજાચયને ભાસ્યું કે ગુરૂ ખોટી દિશા તરફ વળેછે, પોતાની બુદ્ધિથી પોતાને વિચાર સ્ફુર્યો, અને પોતાના ઉ-પકારી ગુરૂને એ અર્થપર આણવા પોતાનાપર અતિ પ્રી-તિ હોવાથી ત્હેને વિના પૂછે પણ સાચું બતાવવાના હે-તુથી પોતાનું કર્તવ્ય સમજી ત્હેમણે વિનયપૂર્વક છતાં દ્ર-ઢતાથી કહ્યું કે પ્રકરણ સંબંધ વિગેરે જુઓ તો લાગશે કે અર્થ ઠીક નથી બેસતો. **ब्रह्म विद्माप्नोति परम्** થી લઇ ત્રણ બીજા પાદ લઈ ચાર પાદ પુરા કરી તે અર્થ સંપુર્ણ કહી બતાવ્યા, પછી ખુલાસા રૂપ ' પરમના ' અર્થમાં **साश्नुत सर्वान्कामान्सह ब्रह्मणा विपश्चितेति** કરીને સ્પષ્ટ કરી આપ્યું કે પરમ ફળ તે કેવળ બ્રહ્મ નહિ પરન્તુ ત્હેના સર્વ કલ્યાણ ગુણ યુકત અને સત્ય એટલે એની ચિત્ અચિત્ વિભુતીથી વિશેષ, જ્ઞાન એટલે એના મુકતાત્માથી વિશેષ, ને અનંત એટલે નિત્યાત્માથી વિશેષ એમ **सत्यं ज्ञान मनन्तं** ત્રણેના અર્થ કરી હમેતો ભોક્તા ને એ હમારો પરમ ભોગ્ય એમ પ્રભુનું સ્વાભાવીક-

સગુણત્વ ને પરમ ફલત્વ પ્રતિપાદન કર્યું, જેથી સર્વ મં-ડળી ચકિત થઇ ગઇ. પરન્તુ યાદવપ્રકાશને તો ઉપકારના બદલામાં તિરસ્કારજ પ્રકટયો. આ કૃપાદાનથી એના હૃ-દયમાં ઉલટું દ્વેષ બીજ રોપાયું. અને આ બીજ ઉત્તરો-ત્તર વધતું ગયું. શ્રી રામાનુજાર્ય તો કર્તવ્ય કરીને ચુપ રહ્યા, પરન્તુ કુપાત્રમાં દાનનું ફળ કેવું આવે? સર્પને દુધ પાઈ ઉછેરતાં શી પ્રાપ્તી થવાની?

ઉત્તરમીમાંસાનું અધ્યયન એટલે હવે તો નિત્ય શ્રુત્યર્થેજ થવા લાગ્યા. એક દિવસ પોતે ગુરૂની પછવાડી બેસી ત્હેની પીઠપર તેલનું મર્દન કરતા હતા, એવામાં ગુરૂ બીજા શિષ્યોને વેદાંતાર્થ કહેતા હતા, એમાં कप्यास पुंड-रीकमिवाक्षिणि‌નું પ્રકરણ આવ્યું. જલપાન કરતા કમળ સદૃશ લોચન એવો સુગમ અર્થ રહેલ છે છતાં પણ ક-પીના આસન સરીખા લાલ લોચન એમ સમજાવ્યું. પો-તાના પ્રિય પ્રભુનું આવું વર્ણન સુણી રામાનુજાર્ય બહુ કષ્ટ પામ્યા. અને ત્હેમનાં નેત્રમાં કષ્ટનાં ઉષ્ણ અશ્રુ ઉભરી ગુરૂપીઠપર ટપકયાં. તપ્ત તેલ જેવી એ બિન્દુઓની ઉષ્ણ-તાનો અંગપર સ્પર્શ થતાં ગુરૂ પાછા ફર્યા. અને શિષ્યને રોષનું કારણ પૂછ્યું. ધૈર્ય ધરીને એનો સરલ અર્થ અને ભગ-વાનના અપમાનથી શો અનર્થ થાય છે તે અતિ નમ્રતાથી કહ્યું ત્યારે ગુરૂએ તત્ક્ષણ તો ત્હેમને પોતાની નજરથી દુર જતા રહેવા કહ્યું, પરન્તુ પછી જ્યારે પોતે સર્વ વિશેષાર્થ પર મનન કર્યું ત્યારે સમજાયું કે આ હાથમાંથી છટકી જુદા અર્થો સમજાવવા માંડશે તો પોતાનો સિદ્ધાન્ત નષ્ટ

થશે અને એ થશે એટલે પોતાનું ગૌરવ પણ જશે એટલે પછી ગુરૂપણું સન્યાસ આદિ સર્વને પણ હાની થાય, ત્હેમાંતો પુછવું શું ! વિચાર કરી કરી શિષ્યને શત્રુરૂપજ માન્યા, અને ત્હેનો કોઈપણ પ્રકારે સદ્ય વિનાશ થાય એ ચહ્યું.

મતિ વિરોધ ને તે પણ ધર્મવિષયમાં એ શું પાપ નથી કરાવતો ? ઇતિહાસ જાણનાર ત્હેવા દૃષ્ટાન્ત ઘણાં જાણે છે તેથી આ પણ ત્હેમના લક્ષમાં ઝટ ઉતરશે. યાદવે જાણ્યું કે કામ છેક બગડશે માટે પોતાની ખાસ અંતરંગ મંડળી સાથે રામાનુજાચાર્ય રૂપ વિઘ્ન ટાળવાના ઉપાયની યોજના નક્કી કરી, અને તરત અમલમાં મુકવા આરંભ કર્યો.

યાદવપ્રકાશે ખાસ આદરથી રામાનુજાર્યને પોતાની પાસે બોલાવ્યો. ત્હેમની બુદ્ધિની અતિ પ્રસંશા કરી, અને પોતાની પાસેથી સર્વ વેદાન્ત શીખી લેવા આગ્રહ કર્યો, તાત્પર્યકે પૂર્વની પેઠે પોતાની સંગ રહેવાને કહ્યું.

તેમણે ઉપરથી અતિ પ્રીતિ ને માન દેખાડયું, ને તે દિવસથી એ પદ્ધતિઅનુસારજ કામ શરૂ કર્યું, અને જ્યારે જોયું કે એ પૂર્વવત્ પાછા બરોબર શિષ્ય બની મળી ગયા, ત્યારે ગંગાસ્નાનનું મહાત્મ્ય સુણાવી, ઈષ્ટ મંડળી સાથે એ મહાયાત્રાએ જવા ચહ્યું ને રામાનુજાર્યને સાથે આવવા નિમંત્રણ કર્યું અને એટલે સુધી આગ્રહ કર્યો કે જો તેઓ નહિ આવે તો પોતે પણ નહિ જાય.

વિદ્યા ભણ્યા પછી દેશાટન આવશ્યક છે. અર્થ સમજ્યા પછી અનુષ્ઠાનની યોગ્યતા કાજે પાપથી શુદ્ધ થવું

ઘટે ને ગંગાસ્નાન કરતાં વધુ વિશુદ્ધ કરનાર બીજું ક્યાં-
થી મળે ? વળી માર્ગમાં પણ અનેક તીર્થ ક્ષેત્ર આવવા-
નાં, ત્હેનો લાભ, અને અનેક દેશનાં શુચી સજ્જન ભક્ત
ભાગવતના સમાગમ વિગેરેના લાભથી એ સાધન અતિ
ઉપયોગી સમજીને ગુરૂસેવામાં તીર્થ યાત્રાએ જવાનું રા-
માનુજાર્યે સ્વીકાર્યું, અને પોતાના મશીયાઇ બન્ધુ ગોવિન્દાર્ય
પણ સાથે આવનાર જાણ્યા એટલે ઘણા ખુશી થયા.

ધાર્યા પ્રમાણે સહુ યાત્રાએ ચાલ્યા, કેટલાક દિવસ
પર્યન્ત નિર્વિઘ્ન પ્રયાણ કર્યું. અને ઘણા ઘણા અનુભવ
મળ્યા, એવામાં એક દિવસ અચાનક ગોવિન્દાર્યને યાદવ-
પ્રકાશના કાવત્રાની ખબર પડતાં, ત્હેમણે કંઇક યુક્તિથી
રામાનુજાર્ય સાથે એકાન્ત સાધી પોતેજે ગુરૂનું ગુપ્ત રહ-
સ્ય જાણ્યું હતું તે કહ્યું કે “ આ યાત્રા માત્ર ત્હેમને
ત્રિવેણીમાં ડુબાડવા, સ્વસિદ્ધાન્તના શત્રુનો ઉગતાં પહેલાં
જ નાશ કરવા છે. અને એથી જે દોષ હત્યાનો લાગે ત્હેનું
પ્રાયશ્ચિત ત્યાંના સ્નાનથીજ કરશે. ” એ રીતે તેમને ચે-
તાવીને ઈષ્ટ મંડળીથી ઝટ દુર થઇ જવાની સલાહ આપી
ગોવિન્દાર્ય ચાલ્યા ગયા.

અચાનક ત્હેમને દુર થવા પ્રસંગ મળ્યો કારણ કે
માર્ગમાં વર્ષાનું પ્રચંડ તોફાન નડયું ને સર્વ મંડળ ગભ-
રાટમાં ગુંચવાઈ જતાં, રામાનુજાર્ય એકલા દુર રહી
ગયા. યાદવ પ્રકાશે તોફાનને પોતાના લાભરૂપ માન્યું,
ને એમ વિચાર્યું કે “ રામાનુજાર્યને દુર કહાડવામાં જ-
ગન્નિયંતાનો હાથ છે. હવે આ નિર્જન વનમાં એ ભુલા

પડેલ ત્હેને જાણી બુઝી શોધી કહાડી પછી પ્રાણ લેવા, એ અઘમાં શું કામ હુબવું ? એવા અરણ્યમાં એ એકલા આપજ દુઃખ પામી નષ્ટ થશે પછી ચિન્તા કોની ? ” માત્ર બાહ્યના ડોળથી ગોવિન્દાર્યના મનના સમાધાનાર્થે ઘડી ખોટી શોધ કરીને પત્તો ન મળ્યો એટલે ગુમાવ્યા એમ માની અસત્ય શોકે દર્શાવ્યો.

શ્રી રામાનુજાર્ય નિર્જન વનમાં, વિક્રાળ પશુઓના નિવાસમાં કોઇ પણ સંગતી વગર એકલા પડયા; ગૃહે માતા, પત્ની, ધન સર્વ હતું પરન્તુ અત્યારે શા કામનું ? ક્ષણ પહેલાં ત્હેમણે પોતે આવી સ્થીતિ થશે ત્હેમ જરા પણ નહિ ધારેલું. હવે પોતેતો નિરાધાર નિરાલંબ બન્યા. સંગી સહાયીને તો છોડવાજ હતા કારણ કે એ સર્વેને તો ત્હેમની સર્વ આશા અવતાર પ્રયોજનનોજ નાશ કરવા ધારણા હતી. તે કુસંગ તો છુટયો પરન્તુ હવે ભવિષ્યનું શું વિચારવું ? આ સ્થીતિ ને સ્થાન તો જે સંગસ્થાન છોડયાં ત્હેના કરતાં પણ વિશેષ પ્રતિકુળ હતાં. વિક્રાળ પશુની સ્હામે, અને ભૂખ પ્યાસની નિવૃત્તિ કરવા સાધન શું ? શ્રેય થવા આશા રાખી સ્વેચ્છાથી યાત્રાએ આવ્યા, તો શું તેનું હાવું વિપરીત ફળ ? વિઘ્નો કેમ આવ્યાં ? પોતે તો શુભેચ્છાથી નિકળ્યા હતા. બેશક યાદવપ્રકાશને આ દશા હોય ! શાસ્ત્ર તો કહે છે કે यतो धर्म स्ततोजयः ત્યારે શું આ ધર્મનો જય કહેવાય, ને શું પોતાનો પરાજય થશે !

આવી સ્થીતિ સંસારીઓની પણ થાય છે. ભવ

અરણ્યમાં વિષય રૂપ વિકાળ પશુઓના ભોગ થવાના ભયથી મુમુક્ષુને છુટવા ઇચ્છા રહે છે. પોતાને બચાવી પોતાનાં વિરોધીનું પણ શ્રેય ચહી ઉપર વર્ણવેલ સ્થીતિ સ્વીકારે, સેવન સારૂજ જીવન નિભાવવા ચહે તો ત્હેનું શું થાય છે તે નિહાળો.

જેમ ભવ અરણ્યમાં મુમુક્ષુ, તેમજ આ ચાલુ વિષયમાં શ્રીરામાનુજાર્ય અકિંચન અને અનન્ય શરણ્ય બન્યા છે. અગાઉ રામાવતારમાં લક્ષ્મણજી રૂપે પ્રકટયા ત્યારે તો સાક્ષાત્ દીવ્ય દંપત્તિનો સદા સંગજ રહેતો પરન્તુ હાલ તો અવતાર કાળ વીતિ અર્ચાકાળ આવ્યો છે. અવતારમાં માંગી મદદ દઇ—દ્રષ્ટાન્ત તરીકે—દ્રૌપદીની વિપત્તિ દુર કરી આપેલ; પરન્તુ હાલ શું કરવું ? શાસ્રને પ્રમાણભૂત માની અનુમાનથી અને શ્રદ્ધાથી એ સમજવું ઠીક છે કે આ કાળમાં શ્રી હરિ અન્યદ્વારા જો કૃપાફળ આપવું હોય તો આપે છે; અને એ કૃપા અસાધારણ રીતે આવેલ હોય ત્યારે એમ દ્રઢ થાય છે કે તે પ્રભુનીજ મદદ છે. જન્મ સમય માતા, વિદ્યા વ્યવહાર સમય પિતા; પ્રભુ વિષયીક બાબતોમાં આચાર્ય એમ વિવિધ સ્હાય—પ્રભુની સ્હાય રૂપજ મળીતો અંહી પણ એવી કંઇ ગૂઢ સંકલના સંધાઇ હોય એમ શા સારૂ ન બને. ?

શ્રી રામાનુજાર્ય એવી સ્થીતિમાં થોડો સમય રહ્યા એટલામાં એક ભવ્ય આકૃતિ દુરથી આવતી ત્હેમની નજરે પડી, વ્યાધ ( પારધી ) નો વેશ અને ત્હેને ઉચિત સર્વ

અંગના રંગ ઢંગ હતાં. સંગમાં પોતાના સમાનજ પણ સુંદર ભાર્યા હતી. ક્રુરવેશમાં પણ સૌંદર્યની પ્રતિમા— સૌમ્યતા તો વ્યાધમાં પણ નજરે પડતી હતી.

વેશમાં ક્રુર પરન્તુ દર્શનમાં રમ્ય દેખી રામાનુજાચર્યને સ્વાભાવિક એ દંપત્તિ પર વિનીત પ્રિતિ આવી ને માતા પિતા સમાન ભાસવાથી નમ્રતાએ ઉરમાં વાસો કર્યો, ને એ પ્રેમ પણ એકતરફીજ ન ઠર્યો કારણ કે એ યુગલ પોતાનીજ પાસે આવ્યું, અને સ્વભાષામાં ત્હેમના સમાચાર પૂછ્યા. પોતે યાત્રાએ જતાં કંઇક અમુક કારણથી પાછા ફર્યા અને હવે સ્વનગર કાંચીપુરીમાં જવું છે એમ જણાવ્યું ત્યારે પારધીએ કહ્યું કે પોતે પણ એ દેશના રહીશ છે ને ત્યાંજ જાય છે માટે સંગ ચાલો. ભીતર ભીતિ હતી તે ગઈ અને સુકુમાર ભાર્યા પારધીની સંગ છે તેથી વિશ્રાસથી ધીરે ધીરે કાંચીપુરી પહોંચાશે એમ રામાનુજાર્યે માન્યું. થોડા કોશ દુર ગયા પછી સૂર્યાસ્ત વેળા થઇ ત્યારે એક રાત ત્યાં મુકામ કરવા ઠરાવ્યું અને એક વૃક્ષ નીચે રામાનુજ, અને બીજા નીચે યુગલ સુતું.

મધ્યરાત્રી થતાં વ્યાધપત્નીને તૃષા લાગી; પતિએ કહ્યું કે સમિપના તરૂ છાયામાં બાળ સુતો છે તે જળ આણી આપશે. રામાનુજાર્યે સાંભળ્યું પણ પોતે સ્થાનથી અજ્ઞાત હોઇ જરા ઉજેશ થાય એટલે તે લઇ આવવા ચાર્યું. જેવો સ્હેજ પ્રકાશ થયો કે તરત તેઓ ઉઠયા. કુપ શોધ્યો. ને દંપતિને ત્યાં કુપ માત્રે ઉભા રાખી પોતે સાંહી

ઉભા રહી અંજળીથી પાણી પાવા માંડયું. જેવી ત્રણ અં-જળી પુરી થઈ અને ચોથી આપવા રામાનુજાર્યે ઉંચું જોયું કે ત્યાંથી દંપતિતો અદ્રશ્ય થયેલાં જણાયાં. એવી માન્યતા છે ને એમ કહેવામાં આવે છે કે પોતે કુપથી ઉપર આ-વ્યા ત્યારે પોતાને ત્હેમણે કોઇ જાણીતા વિશાળ નગર સમીપ દીઠા. લોકોને પુછી ખાત્રી કરી અને ભ્રમ જતાં દ્રઢ થયું કે આ કાંચીનગરજ છે. સ્વગૃહે તેઓ પહોંચ્યા ને માતાને સર્વ હકીકત કહી. મનથી દ્રઢ માન્યું કે કૃપા કરનાર વરદરાજ ને વરદવલ્લભા હતાં.

એ સમયમાં શ્રી વરદરાજ ભગવાનની ખાસ અંત-રંગ સેવામાં શ્રીયામુન મુનિના શિષ્ય શ્રી કાંચીપૂર્ણ હતા. તેઓ પંખાની સેવા કરતા અને વરદરાજના ખાસ કૃપા પાત્ર ગણાતા. શ્રી રામાનુજાર્યે પોતાની સર્વ હકીકત ત્હે-મને કહી, અને ત્હેમણે એવી સલાહ આપી કે રોજ કુ-પમાંથી જળ આણી ભગવાનનું જળકૈંકર્ય કરવું. જે ત્હેમણે વ્યાધરૂપે માગીને લીધું તે ત્હેમને અતિ પ્રિય હોય માટે એ સેવામાં જોડાવું.

પેલી તરફ શ્રી ગોવિંદાર્ય, ભાઇને ચેતાવી એજ દુ-ષ્ટોના સંગમાં રહી યાત્રામાં આગળ વધ્યા. તેઓ દેશમાં પાછા ફરી શ્રી રામાનુજ સારૂ કંઈ પણ વાત દેશમાં ન કરે એ હતુથી એ ભોળા ભલા ભાઇને લાલન પાલન ને પ્રેમથી રાખવામાં આવ્યા. ને ત્રિવેણી સ્નાન વખતે એક ડુબકી જળમાં ખાતાં ત્હેમના હસ્તમાં શિવલિંગ કોઇ યુ-

કહડાવી ત્હેમને પુરા શૈવ બનાવ્યા. એ

ગોવિંદાર્ય ખરા ફંદમાં ફસ્યા અને યાદવપ્રકાશે વધુ વધુ પ્રસંશા કરી હ્હેમને શૈવમાં મ્હોટા મહાત્મા તરીકે પ્રસિદ્ધ કર્યા. મંડળ સર્વ યાત્રાએથી પાછું ફર્યું ને ગોવિંદાર્ય પોતાના પૂજનના લિંગની સ્થાપના કાલહસ્તિપુરમાં કરી ત્યાં વસ્યા, અને શેષ સર્વે કાંચીપુરીમાં પાછા આવ્યા.

---

## પ્રકરણ ત્રીજું.

### શ્રી રામાનુજાર્યે કરેલી રાજપુત્રીની કષ્ટથી મુકિત.

### ને

### ત્હેમનાં પ્રાકટ્યનું માહાત્મ્ય.



શ્રી રામાનુજાર્યના સુણવામાં આવ્યું કે યાદવપ્રકાશ પાછા આવ્યા છે. ત્યારે ત્હેમના ઉરમાં દયા ઉભરાઈ; પોતાના વિદ્યાપ્રદાતા હોઇ વેદાન્તના વિપરીત અર્થ ગ્રહણ કરી ભુલે છે ને ત્હેનાથી કુલી સન્યાસ ઇત્યાદી સર્વ આશ્રમનો નાશ કરે છે તે ત્હેમને અતિ અરૂચીકર લાગ્યું. અને કોઇ પ્રકારે ત્હેને સુધારવા હવે ત્હેના શ્રેય ખાતર સંબંધ રાખવા વધારવા ઈચ્છયું.

યાદવપ્રકાશે શ્રી રામાનુજનું સર્વ રહસ્ય વૃતાન્ત

સુણ્યું અને મનમાં લાગ્યું કે પ્રબળ વિરોધી હવે વધવા લાગ્યો છે, માટે હવે ત્હેને જુદી રીતિથી ચુપ કરવા, ગોવિંદાર્યની માફક કોઇ પ્રપંચથી પર્ચો દેખાડી એમના મન ઉપર કોઈ એવી છાપ બેસાડવી કે જેથી તે કોઇ રીતે છટકે નહિ. માટે હાલ તરત ત્હેને બહુ સંબંધમાં પોતાનાજ સંગમાં રાખવા ધાર્યું. એ હેતુથી ત્હેણે શ્રી રામાનુજને બોલાવ્યા; પોતાના હેતુથી રામાનુજાર્ય આવ્યા. અને પરસ્પર મનના હેતુ મનમાં રાખી તન સહવાસ વધારવા લાગ્યા, અને પૂર્વ પેઠે ઘણા દિવસો વ્યતીત થવા લાગ્યા. પરમ શત્રુનું પરમ હિત એ ઉચ્ચ ઉદ્દેશથી રામાનુજાર્યે જળકૈંકર્ય કરવાનું પણ ત્યાગ્યું.

રામાનુજ યાત્રાથી આવ્યા, અને થયેલ અનુભવ ઉપરથી શ્રી વરદરાજ ભગવાનના જળકૈંકર્યમાં તેઓ લાગ્યા છે. એ વાત કાંચીપૂર્ણ સ્વામી શ્રીયામુનાચાર્યના શિષ્ય હોવાને લીધે ત્હેમના કાને આવી. ત્હેમનું નામ, ગોત્ર પુછ્યા પછી યામુન સ્વામીની ખાત્રી થઇ કે જેને સારૂ પુરાણોમાં ભવિષ્યવાણી છે. જે આલવારોની સુક્તિમાં પણ આવેલ છે તેજ એ હોવા જોઇએ. પરન્તુ વિશેષ ખાત્રી મુખ દર્શન કરવાની ઇચ્છાથી શ્રી વરદરાજની સેવા નિમિત્તે તેઓ કાંચીપુરીમાં પધાર્યા. કાંચીસાં સુપ્રસિધ કાંચીપૂર્ણ સ્વામીના ગુરૂ–આચાર્ય–ગામમાં પધારે એટલે અતીવ આદર પામે ત્હેમાં શું આશ્ચર્ય ! જ્યારે મંદીરમાં તેઓ આવ્યા ત્યારે યાદવપ્રકાશ સંગાથે એક અદ્ભુત તેજસ્વી કુમાર દેખીને " એ–એજ રામાનુજાર્ય " એમ અટકળ

કરીને પોતાનાં નિશ્ચયમાં સુદ્રઢ બન્યા. પરન્તુ પોતાના હવે થવાના શિષ્ય પરંપરાના સહાયક પોતાને વશ નથી એ દેખી, તેમજ સદ્દાના સેવનમાં પ્રભુએ યુક્તિથી લગાડયા છતાં એ જળકૈંકર્ય છોડી શત્રુઓના પક્ષમાં જઈ રહેલા જોઈ અતિ કષ્ટ પામ્યા, અને પોતાનેજ એ સત્ શિષ્ય પ્રાપ્ત થાય, અને સકળ શાસ્રાર્થનું એક પાત્રમાંજ દાન થાય તે કાજે શ્રી વરદરાજને અતિ આર્તિ પૂર્વક પ્રાર્થના કરી; અને વર્તમાન કાળ સારૂ તો નિરાશ બની પાછા શ્રી રંગજી પધાર્યા. પરન્તુ એવા મહાન મહાત્માની માગણી પ્રભુ પાછી કેમ પડવા દે? એને સફળ કર્યા વિના કેમ રહેવા દે?

એવી માન્યતા છે કે તે સમયમાં કાંચીનગરના મહારાજાની પ્રિય યુવાન પુત્રીના દેહમાં બ્રહ્મરાક્ષસ આવતો, અને એ બાળાને અનેક રીતે કષ્ટ દઇ આખા રાજમહેલમાં ત્રાહે ત્રાહે પુકારાવતો. ઘણા ઉપાય લૌકિક પારલૌકિક ઔષધી તંત્રમંત્ર ઈત્યાદિ કર્યું પરન્તુ કાંઇ વળ્યું નહિ. અન્તે નગરના મુખ્ય વિદ્વાન સંન્યાસી યાદવપ્રકાશ તાંત્રીક વિદ્યામાં ઉત્તમ ગણાતા હોવાથી રાજાએ ત્હેને નિમંત્રણ કર્યું. પોતે પ્રેતને કહાડશે અને તેથી રામાનુજના મન ઉપર બહુ સારી અસર થશે, ધારી યાદવપ્રકાશે બીજા બેચાર શિષ્યો સાથે ત્હેમને પણ પોતાના સંગમાં લીધા, બહુ આડંબરથી રાજ્યભુવનમાં જઈ પ્રેતગ્રસ્ત બાલિકાની સમીપ પહોંચી મ્હોટા મ્હોટા શ્લોક ભણવા માંડયા. પરન્તુ કશી અસર થઈ નહિ. અન્તે પોતાનું મંત્રજ્ઞાન સર્વ વાપરી જેટલા

બળથી થાય તેટલો પ્રયોગ અજમાવ્યો, પરન્તુ કાંઇ ફાવ્યા નહિ. ત્યાં એક ચમત્કાર થયો એવું કહેવામાં આવે છે.

જે બાલિકાના દેહમાં પ્રેત હતું ત્યાંથી એ પ્રેતે હશીને કહ્યું કે " જો કે ત્હારા કરતાં હું અશુચી દેહમાં છું પરન્તુ મ્હને કહાડવાનો ત્હારો શ્રમ નિષ્ફળ છે. " ઇત્યાદિ ઇત્યાદિ વિવાદ કરી પોતાના પૂર્વજન્મનું પોતે કેટલું જાણે છે ને યાદવપ્રકાશ કેવા અજાણ્યા છે વિગેરે કહ્યું. અન્તે નિર્ણય એ આવ્યો કે શ્રીરામાનુજનું પાદતીર્થ, ચરણ પુજીને આણીને રાજપુત્રીને પાય તો ત્યાંથી ખશી જઇશ એમ ત્હેણે કહ્યું. અને રામાનુજાર્યના જીવનનો ઉદ્દેશ ત્હેમના અવતારનું માહાત્મ્ય, જગતજનના ઉદ્ધાર કાજેજ ત્હેમનું પ્રાકટ્ય ને તેના પ્રત્યક્ષ પ્રમાણમાં તેમના પાદતીર્થથી રાજ-પુત્રીના કષ્ટ-મુક્ત-વિશુદ્ધ-થશે-એજ એક ઉપાય છે, એમ કહ્યું.

શ્રી રામાનુજ તો સર્વ શિષ્યવૃંદમાં સહુની પછવાડે નમ્રતાથી ગુપચુપ બેઠા હતા, ત્હેમનું મહારાજા તો આ પ્રેત વાકય સુણીને પુજન કરવા ઉદ્યુક્ત થયા. યાદવનો દ્વેષ બહુ વધ્યો. પોતાની આશાતો વિનાશ થઈ પરન્તુ ઉલટું તેથી વિરૂદ્ધ શત્રુની ઉન્નતિ પોતાનીજ કૃતિથી રાજસભામાં હજારો માણસો વચ્ચે થઈ. પુજન કરાવવા રામાનુજ હા કે ના કહે તે કોણ સુણે ? રાજ્યગૃહમાં રાજાની ઇચ્છા થઇ પછી બીજાનું તો કહેવુંજ શું ! સાક્ષાત શેષાવતાર એ છે એમ પ્રેતે કહેલ તેથી અતિ આદરપૂર્વક પદપુજન કર્યું. ને તીર્થ લઇ કુંવરીને પાતાંજ તે તરત કષ્ટમુક્ત થઇ ને અસલ

પેઠેજ, રાહુમુક્ત શશિ સદ્રશ, સુંદર બની. શિષ્યશત્રુના મન ઉપર પોતાની અસર કરવા જતાં યાદવપ્રકાશે સમગ્ર પ્રજાના મન ઉપર શિષ્ય માહાત્મ્યની અસર કરી.

મહારાજાએ ઉપકારના બદલામાં ઘણું ધન શ્રી રામાનુજને આપ્યું તે ત્હેમણે ન રાખતાં યાદવપ્રકાશને આપી દીધું, એ ધન લેવા છતાં દિવસે દિવસે રામાનુજ, ગુરૂને દુઃસહ થવા લાગ્યા. સંગથી અનેક પ્રસંગો આવવા લાગ્યા, અને વેદાન્તના અર્થમાં "सर्वखल्दु इदं ब्रह्म" એ પ્રકરણના અર્થમાં યાદવપ્રકાશે પોતાની સમસ્ત બુદ્ધિનો ઉપયોગ કરી સ્વસિદ્ધાન્ત સમજાવ્યો. રામાનુજાર્યને લાગ્યું કે એ અયથાર્થ છે, તેથી એવા પ્રબળ વાદથી પોતાનો સિદ્ધાન્ત ત્હેમણે તો સિદ્ધ કર્યો કે યાદવને પણ લાગ્યું કે પોતાની ભૂલ છે. રામાનુજાર્યે તો નિમિત્ત મળતાં વધુ વિવાદથી વિશિષ્ટાદ્વૈતનું સિદ્ધાન્ત તથા સ્વરૂપ એવું સમજાવ્યું કે યાદવનું હૃદયભેદક તે બન્યું. પરન્તુ એ સાચા છે એવું માન્યા છતાં ત્હેના રાજસ મન ઉપર પોતાના માન અને શ્રેષ્ઠત્વનો વિચાર આવતાં તે અતિ ક્રોધિત બન્યા. અને પરિણામ પોતાને વિપરીત થશે એમ લાગવાથી, ને પોતાનાજ મમત ખેંચી રાખવાના હેતુથી, રામાનુજાર્યનું અપમાન અતિશય કરીને નાદાની ભર્યું તોફાન કર્યું.

શ્રી રામાનુજે જોયું કે–પ્રભુનો ચમત્કાર–કે પોતાનો બોધ–બેમાંથી એકની પણ કશી અસર થઈ નથી, અને ઉલટી વિપરીત વાત વધે છે, ભગવત્ અને ભાગવત્ દ્રોહિ એ બને છે એટલે એનું ભવિષ્ય જો પોતે સંગમાં

રહેશો તો કદી ન સુધરે એવું બગડશે એમ ધારી એનો સંબંધ છોડી પાછા જળકૈંકર્યમાં જઇને વસ્યા.

મહારાજા, રાણી, રાજપુત્રી, અને બીજા ઘણાં સાત્વીકોની શ્રી રામાનુજમાં વિશુદ્ધ ભક્તિ થઈ, પરન્તુ પુરા યોગ્ય થયા પહેલાં હ્હેમણે કશું પણ કાર્ય આરંભ્યું નહિ. શિષ્યાવસ્થા—દાસદશા—સ્વીકારીને તેઓ તો શ્રીવરદરાજના જળસેવનમાંજ મચ્યા, અને એ સર્વશક્તિમાન યથાક્રમ યથાકાળ જે કરે હ્હેનો ત્યારે તેવો લાભ લેવો એવો હૃદયગત વિચાર રાખ્યો હશે બલ્કે એવો દૃઢ સંકલ્પ હ્હેમનો હશે એમ આ આચરણથી સમજાય છે.

રાજ્ય ધન, વૈભવ, માન સર્વ આવ્યા છતાં લેશ પણ ન લોભાઇ, આગળ વધવાનીજ આશાથી ઉન્નતિના ક્રમમાં—જીવનમાં—પગલું ભરવું, એ ઉત્તમાધિકારની વાત આ પ્રકરણના સારરૂપ બની તેથી હ્હેમાંથી એ ખાસ બોધ ગ્રહણ કરવાની વાત હમારે લક્ષમાં રાખવી એ આખા વૃતાન્તનો સાર.

---

# પ્રકરણ ૪ થું.

## શ્રી યામુનાચાર્યનું પરમપદ પધારવું.





યામુનાચાર્યે વરદરાજ ભગવાનને પ્રાર્થના કરી, અને તે સફળ થઈ. યાદવપ્રકાશનો સંગ છુટયો, અને રામાનુજાર્ય જલ કૈંકર્યમાં પાછા વળગી ગયા એ વાત યામુનસ્વામીએ, કાંચીવાંસીઓ શ્રીરંગ યાત્રાએ આવ્યા હતા ત્હેમનાથી સાંભળી, અને જેટલો હર્ષ થયો તેથી પણ વધારે હર્ષ રાજકુમારિને પ્રેતથી મુક્ત કીધાનું યથાવસ્થીત વર્ણન સાંભળી થયો.

હવે ત્હેમને મળવાને અને પોતાનું સર્વસ્વ વિદ્યાદાન ત્હેમને કરવાને યામુનસ્વામી આતુર બન્યા. ને ત્હેમાં પણ પોતાને પરમપદ પધારવાનો સમય છેક સમિપ આવતો દેખી ઉત્કંઠા વધી. નિર્મિત દિવસોમાં ધાર્યું કામ કરી લેવાની ધારણાથી ત્હેમણે પોતાના પ્રિય ઉત્તમ શિષ્ય શ્રી મહાપૂર્ણને કાંચી શ્રીરામાનુજને બોલાવવા મોકલ્યા. અતિ ત્વરાથી તેઓ કાંચી પહોંચ્યા, શ્રી વરદરાજમાં પ્રથમ જઈ ત્હેની પ્રાર્થના કરવા સ્હામાજ હસ્તાંજલી કરી શ્રી યામુનાચાર્ય કૃત " આલમંદાર " સ્તોત્રથી સ્તવન કરવા આરંભ કર્યો, તે થોડું ચાલતું હતું તેટલામાંજ શ્રી રામાનુજ

પોતાના નિયમ પ્રમાણે જળ લઇને ત્યાં પધાર્યા.

શ્રી મહાપૂર્ણ ઉચ્ચ સ્વરથી તે વેળા આ શ્લોક બોલતા હતા;—

स्वाभाविकाऽ नवधि कातित शये शितृत्वं ।
नारायण त्वयि न मृष्यति वैदिकः कः ॥
ब्रह्मा शिवः शत मखः परम स्वराडि ।
त्येतेऽ पियस्य माहिमार्णव विप्रुषस्ते ॥

બ્રહ્મા, શિવ, ઇન્દ્ર, ઇશ્વર કહેવાયા છતાં ત્હારા મહિમાના સાગરમાં એક બિન્દુ સમાન એવા હે નારાયણ ત્હારામાં સ્વાભાવિક અનવધિક અને અતિશય ઇશીતૃત્વ છે એ કયો વૈદીક ના પાડી શકશે ?

તાત્પર્ય કે વેદના પઠનારને નારાયણનુંજ ઇશીતૃત્વ કબુલ કરવું પડશે.

શ્લોકના પ્રત્યેક પદપર શ્રી રામાનુંજનું લક્ષ ગયું, અને આવા દક્ષ સ્તોત્રકારને પ્રત્યક્ષ મળવા સદ્ય અતીવ ઇચ્છા થઇ; સ્તોત્ર પઠનારને પુછયું કે સ્તોત્રકાર કોણ ને કયાંના છે, અને ત્હેમના દર્શન કરવા આતુરતા બતાવી.

પઠનાર પાસેથી જ્યારે ઉત્તરમાં સુણ્યું કે તેઓ પણ સ્હામા મેળાપ સારૂ એટલા આતુર છે ત્યારે માંહિ પ્રભુનો હાથ છે; ત્હેની અકળ કૃતિની કંઈ ગૂઢ ગતિ છે એમ માનીને પોતે મહાપૂર્ણ સંગાથે અતિ ત્વરાથી શ્રીરંગજી જવા નીકળ્યા. જેવા કાવેરી તીરે આવી પહોંચ્યા કે સ્હામે તીર શ્રી વૈષ્ણવનું મહાન્ સમુહ પાલખી ઈત્યાદિ રાજોપ-

પચાર વિગેરે દીઠું, અનુમાન કર્યું કે કોઇ મહાન્ પુરૂષ પરમપદ પધારેલ છે, કોણ તે જાણવાની જીજ્ઞાસાથી બન્ને નદી ઉતરી તે તરફ આવ્યા, પરન્તુ જ્યારે જાણ્યું કે એ તો શ્રી યામુનસ્વામીજ વૈકુંઠધામી થયા ત્યારે તેડવા જનાર અને આવનાર બન્નેની નિરાશાનું તો કહેવુંજ શું ?

મનનું મનમાં રહ્યું, આશા નિરાશિત થઈ તથાપિ અવતારીનાં તો દેહનાં દર્શન પણ દુર્લભ એમ માની મનમાં ધૈર્ય આણી શ્રી રામાનુજાર્યે એમના નખ શીખ નીરખવા માંડયા ત્યારે જોયું કે ત્હેમના એક હસ્તની ત્રણ આંગળી બંધ છે, ત્હેમના જીવનમાં તે ત્હેમજ હતું કે હાથ ખોડ વિનાનો હતો; એ પ્રશ્નના ઉત્તરમાં એમ ખબર પડયા કે પ્રથમનું આ કશું નથી. શ્રી રામાનુચાર્ય એ ઉપરથી એટલું સદ્ય સમજ્યા કે કોઇ સંકેત સારૂ આમ રાખેલ છે, ને પોતે પણ દિવ્યાંશી એટલે તેનો અર્થ સમજી વૈષ્ણવવૃંદ આગળ તેનો અર્થ સમજાવવા ત્રણ પ્રતિજ્ઞાઓ લીધી જેથી ત્રણે આંગળીઓ ખુલી ગઈ.

૧. " બ્રહ્મસૂત્ર ઉપર હું ભાષ્ય લખીશ " એ વાકય બોલતાં એક આંગળી ખુલી.
૨. " સંપ્રદાયના શિષ્યોમાંથી બે યોગ્યનાં નામ શ્રીમત્ વ્યાસ અને પરાશર એ બન્ને, ત્હેના નામ ધરાવનારના ઉપકારના સ્મરણાર્થે રાખીશ. " બીજી ખુલી.
૩. " સર્વ ઉપકારી આલવારોનાં કાર્ય પણ પ્રસિદ્ધિમાં લાવીશ " એ અન્તના વાકયથી ત્રીજી આંગળી પણ ખુલી ગઇ.

ઉભયના હૃદયની આવી ઐકયતા દેખી, સર્વ શિષ્ટ મંડળીએ જનારને બદલે આ નવા આવ્યા એમ માની, ત્હેમને શ્રીરંગમાં વાસ કરવા પ્રાર્થના કરી, પરન્તુ આવનાર શ્રીરંગનાથ સંગાથે રીસાયા હતા તેથી સ્વનગર કાંચીપુરીમાં પોતાના નિયમીત કૈંકર્યમાં લાગી ગયા.

શ્રી વરદરાજ, રામાનુજાર્યના ઇષ્ટદેવ, ખરેખરા રક્ષક અને ખાસ માંગીને સેવા લેનાર હતાજ, અને દીન પ્રતિદીન ત્હેમની કૃપાની વિશેષ પ્રતિતિ મળતીજ હતી.

શ્રી કાંચીપૂર્ણ યામુનસ્વામીના શિષ્ય હતા, અને વરદારજ ભગવાનના ખાસ સેવક હતા. શ્રીરંગથી પાછા ફર્યા બાદ શ્રીરામાનુચાર્ય ત્હેમના દ્વારાજ ઇષ્ટદેવના પ્રપન્ન બન્યા અને ત્હેમના દ્વારાજ છ પ્રશ્ન પ્રભુને પુછાવ્યા. ને પ્રભુ તરફથી ઉત્તર પણ ત્હેમના દ્વારાજ મળ્યા. એ છ પ્રશ્નના ઉત્તરનો પછીથી થયેલા કોઇ પૂર્વાચાર્યે નીચે પ્રમાણે શ્લોક બનાવ્યો છે.

अहमेव परंतत्वं दर्शने भेद मेवच ।
उपायेषु प्रपति स्यादंतिम स्मृतिवर्जनम् ॥
देहावसाने मोक्षंच महापूर्णं समाश्रय. ॥

(૧) હુંજ પરતત્વ છું. (૨) શાસ્ત્રમાં જીવ ઇશ્વરનો ભેદ છે. (૩) ઉપાય પ્રપત્તિ છે. (૪) અવસાન વેળા સ્મૃતિ રહેવાની આવશ્યકતા નથી. (૫) અવસાન પછી મોક્ષ છે. (૬) ને મહાપૂર્ણને ગુરૂ કરી શિષ્ય બનો.

અન્તમાં કહેલી વાત પ્રથમ કરવાની હતી, અને સંપ્રદાયાર્થ મેળવવાને સવિધિ સમાશ્રય કરવા અગત્ય હતી

તેથી તેઓએ શ્રી મહાપૂર્ણને મળવા ધારણા કરી, અને તે જ્યાં હોય ત્યાં જવા ઠરાવ્યું.

બ્રહ્મવિદ્યા કાજે પોતાનું સર્વ ખાલી માન છોડી આચાર્યને શોધી ત્હેની સેવા કરી ખરૂં ધન સંપાદન કરવું એ હમારા આચાર્યના આચરણથી હમારે પણ શિખવા યોગ્ય એ પ્રકરણ માંહેનો ઉપદેશ.

---

## પ્રકરણ ૫ મું.

---

### શ્રી રામાનુજાર્યને પંચ સસ્કાર ને મંત્રાર્થ દાન.

---




ભુની કૃપા થવાનો પ્રસંગ, અને શ્રી રામાનુજાર્ય જેવા મહાન તત્ત્વજ્ઞાની પ્રેમીભકત પ્રકાશિત થવાનો અવકાશ સમીપ આવવા લાગ્યો અને જે પાંચ જુદા જુદા પવિત્ર સ્થળોમાં —ઝરણામાં—વ્હેતુ જળ તે એક શ્રેષ્ઠ અત્યોત્તમ પવિત્રસ્થળમાં વ્હેવાનો સમય મળ્યો. જુદાં જુદાં જ્ઞાનઝરણાં ભિન્ન ભિન્ન હૃદયમાંથી નીકળી એકજ વિશાળ સ્થાનમાં સરિતારૂપે વહે એ પ્રભુનો સંકલ્પ ક્રમાનુસાર દૃષ્ટિગોચર થવા લાગ્યો.

રામાનુજાર્યને જેવી કાંચીમાંથી મહાપૂર્ણ સ્વામીનો સમાશ્રય કરવા આજ્ઞા મળી કે તરત તેઓએ ત્હેમના નિ-

વાસસ્થળ **શ્રીરંગધામપ્રતિ** એકદમ ગમન કર્યું; ત્યાં મધ્યમાં લાગેલાં **શ્રી** રામસ્વામીનો દિવ્ય દેશ મધુરાંતક કરીને સ્થળ છે તેટલે સુધી આવ્યા ત્યાંજ જે આચાર્યને મળવા પોતે જતા હતા તેઓજ સ્હામા ત્હેમને મળ્યા. એ મહાપૂર્ણસ્વામી પણ **રામાનુજાર્ય** માટેજ **શ્રી** કાંચીપુરી તરફ પધારતા હતા. શ્રીરંગમાંની સર્વ વૈષ્ણવ મંડળી શ્રી **યામુનસ્વામીની** જગ્યાએ **રામાનુજાર્યને** સ્થાપવા ઇચ્છતી હતી તેથી ત્હેમણે સહુએ મળી **મહાપૂર્ણ** સ્વામીને ત્હેના પરિચીત ગણી સ્હામા તેડવા મોકલ્યા હતા.

**મહાપૂર્ણ** સ્વામીને પણ નિકળતી વખત મનમાં સંશય રહેલો કે " શું એ મ્હારા નિમંત્રણથી ત્યાં આવશે?" અને " શું એ વૈષ્ણવ સમાજનું અધ્યક્ષપદ સ્વીકારશે?"

પ્રથમ શંકાનું નિરસન તો મધ્યમાં મેળાપ થતાંજ થયું. કારણ કે **રામાનુજાર્ય** તો ઉલટા સ્હામા ત્હેમના શિષ્ય થવા, ત્હેમની પાસે જ યાચના કરવા જતા હતા, અને તેપણ પ્રભુએ ઇચ્છેલ કાર્ય હતું. એની આજ્ઞાનુંજ પરિણામ હતું એટલે પોતાના નિમંત્રણથી ત્યાં આવશે કે કેમ એ શંકા રાખવાનું તો કિંચિત માત્ર પણ કારણ ન રહ્યું હતું. અતિ આતુરતાથી આચાર્ય બનવા ઇચ્છનાર શું ગુરૂની એક અભિલાષા પુર્ણ કરતાં આનીકાની કરશે ?

**શ્રી**રામાનુજાર્યે ગુરૂને સંસ્કાર આપવા પ્રાર્થના કંઠતઃ કરી. ત્યારે મહા પુર્ણ સ્વામીએ કહ્યું કે " કાંચી જઇને કરીશ, કારણકે એ સ્થળ અત્યુત્તમ છે. "

રામાનુજાર્યે ઉત્તર દીધો કે "ત્યાં પહોંચતાં લગી દેહ રહેશે કે નહિ ત્હેનો મ્હને તો ભરૂંસો નથી. આપ મ્હોટા છો તેથી આપને હોય તો કોણ જાણે ? પરંતુ યામુનસ્વામીનું પણ પ્રભુની ધારણા પાસે અથવા કાળ પાસે કશું ન ચાલ્યું ને ધાર્યું ન થયું ત્યાં હું તે એમ લાંબા કાળ ઉપર શી રીતે હામ ધારૂં ?"

યામુનસ્વામીના દૃષ્ટાન્તથી મહાપુર્ણ સ્વામીને પણ વિરૂદ્ધ દલીલ કશી ન રહી ને ઉલટું ગુરૂજી શિષ્ય પાસેથી શિખ્યા કે જે સમયે કોઇ સાચો પ્રભુજન સમાશ્રય કરવા આવે ત્યારે તેજ પળે ને તેજ સ્થળે અભિષ્ટ પુર્ણ કરાવવું. જે ગ્રામમાં તે બન્ને મળ્યા હતા ત્યાંના શ્રી રામસ્વામી ભગવાનના મંદિરમાં વેદી બનાવી મહાપૂર્ણ સ્વામીએ શ્રી રામાનુજાર્યને તપ્તપુંડ્ર, નામ, પંચસંસ્કાર કરીને સદાની અર્ચા સેવન કરવા સારૂ શ્રી વરદરાજનાજ દાસ બનાવ્યા. પ્રથમ સંકલ્પ ધાર્યા પ્રમાણે પાર પડયો. પરન્તુ શ્રીરંગ ધામમાં જવું અને ત્યાં જઇ આચાર્યપદ સ્વીકારવું એ મહાપૂર્ણ સ્વામીની ઇચ્છા ત્હેમના સવિધિ શિષ્ય બન્યા, તોપણ ન સ્વીકારી, અને ગુરૂને પણ પોતાના વાદથી એમ સ્વીકૃત કરાવ્યું કે યોગ્યતા સંપાદન કર્યા શિવાય સંપ્રદાયના નિર્વાહક શી રીતે બની શકાય ?

પોતે શ્રીયામુન સ્વામીના શબ પાસે પ્રતિજ્ઞા લીધી હતી. પરંતુ જ્યારે પરંપરાનું ધન પાંચ જુદાં ઝરણમાં વ્હેતું જળ એકમાં સંપૂર્ણ ભરાય ત્યારેજ પ્રતિજ્ઞા

પાળી શકાય. પ્રથમ કર્તવ્ય સંપૂર્ણતા મેલવવાનું, ને સંપ્રદાયના નિર્વાહક બનવાનું તો બીજું કર્તવ્ય હતું.

એના આરંભમાં **મહાપૂર્ણસ્વામી** પાસેથી શાસ્ત્રાર્થ, સંપ્રદાયાર્થ મેળવવા ચાહીને પોતાના ગુરૂને પોતાના નિવાસ સ્થાન **કાંચીનગરમાં** આવી વસી અર્થ પ્રકાશ કરવા **શ્રી** રામાનુજાર્યે પ્રાર્થના કરી, ને તે ગુરૂને સ્વીકારવી પડી.

ઉભય કાંચીમાં આવ્યા, અને શ્રી વરદરાજ ભગવાનના સેવન સાથે ત્યાંજ અધ્યયન પણ આનંદથી આરંભાયું.

જે કાલે જે સમયે શુભકાર્ય, પ્રભુનિમિત્તકાર્ય, પ્રભુનુજ સેવન શરણ વરણ થઈ કરવા અથવા કરાવવા વૃત્તિ જાગે ત્યારે એ આરંભી દેવું. કારણ કે પ્રારબ્ધાનુગુણ ચાલતા કાલની ગતિને કોણ અટકાવી શક્યું છે? હમારા પૂજ્ય આચાર્યનું એજ વર્તન; ને હમારે પણ ત્હેમાંથી એજ સારાંશ ખેંચી લેવાનો છે.

---

# પ્રકરણ છઠ્ઠું.

## મહાન ત્યાગ.



શ્રી રામાનુજાર્ય ગૃહ્મવર્ચાશ્રમ પુરો થવા પછી ખરેખર યોગ્ય સમય આવે ગૃહસ્થાશ્રમ શરૂ કર્યો હતો. પરન્તુ ત્હેમને પુત્રોત્પત્તિ થઈ નહોતી. વાસ્તવિક રીતે જોતાં ત્હેમનો જન્મ એકજ કુટુમ્બ કે એકજ ગ્રહની ઉન્નતિ સારૂ હતો જ નહિ. ને તેથી કુટુમ્બની અભિવૃદ્ધિ તો નજ થઇ પરન્તુ ઉલટું ગૃહિણી પણ ગૃહસ્થ ધર્મને વિપરીત આચરણવાળી મળી. ઉત્તરોત્તર પોતાનું અયોગ્ય પણું તે વધુ સિદ્ધ કરતી ગઈ, ને જેમ શ્રી પ્રલ્હાદ જેવા પુત્ર રહ્યા છતાં, જેમ શ્રી વિભીષણ મહારાજ જેવા બંધુ હોવા છતાં હિરણ્યકશિપુ અને રાવણ ન સુધર્યા ને ત્હેની સ્હામા વિરૂદ્ધજ થયે ગયા ને ત્હેમને દુ:ખ દેવામાં, પીડા કરવામાં, સુખ માન્યું, તેમ આ અવતારી આચાર્યને પણ પત્ની પીડાકારક થઇ. અને ગૃહસ્થાશ્રમના સર્વ ધર્મ વિરૂદ્ધ આચરણ કરી સ્વામીનો એ આશ્રમ વિફળ કર્યો.

એકાદ વેળા પોતે મંદિરમાંથી અતિથીયોને સ્વગૃહે મોકલ્યા, ત્હેમનું અપમાન કરી, પતિની ખાતર પણ ત્હેમની સેવા ન કરી તિરસ્કારીને ઘરમાંથી કહાડયા.

વળી કોઈ પરમ વૈષ્ણવો એમના ઘરમાં આવી જમ્યા ત્યાં તેઓ વૈશ્ય હોવાથી હેમની પછવાડે બધું ધોઈ નાંખ્યું, અને એક વખત તો ખરા ગુરૂજી જેવા, પ્રભુને અત્યંત પ્રિય, અને રામાનુજાર્યના આરંભના નેતા શ્રી કાંચીપુર્ણ, તેઓ ઘરમાં આવી બેઠા, એટલે તે સ્વગૃહ પાવન થયું માનવાને બદલે જેવા સ્વામી ઉઠીને ગયા એટલે એ સ્થળ અશુચિ થયું હોય એમ માની ત્યાં અબોટ કરી દીધો.

હાવા હાવા અનેક પ્રસંગો નિત્ય બનવા લાગ્યા. નેશ્રીમાન્ રામાનુજાચાર્ય જેવા દયાળુ, પ્રભુજનને માન આપનારા, ઉદાર ને બહોલા વિચાર ધરાવનારા, પરમ કલ્યાણકારી સ્વભાવવાળા, ને જાતિ, બુદ્ધિ, વિદ્યા કોઇપણ જાતનું અભિમાન ન ધરાવનાર અવતારી નરને તે અતિ દુઃસહ લાગવા માંડયા. પરન્તુ હેવું ને હેવું પણ ઘણો લાંબો વખત ચલાવવા પ્રયત્ન કર્યો અન્તે એક હેવું કાર્ય કર્યું કે જેથી શ્રી રામાનુજાર્યના જીવનમાં મહાન્ ફેરફાર કરવાનો પ્રસંગ ત્હેણે આણ્યો.

મહાપૂર્ણ સ્વામી જે શ્રી રામાનુજાર્યના સાક્ષાત્ આચાર્ય, તેઓ પોતાનાં ધર્મપત્ની સંગાથે કેવળ સ્વ શિષ્યને વિદ્યા પ્રદાન કરવા સારૂજ શિષ્યના આગ્રહથી શિષ્યના ગૃહમાં આવી વસ્યા. એક દીવસે ગુરૂ શિષ્ય બન્નેનાં પત્ની જળ ભરવા સાથે ગયાં ને ત્હેમાં જળ ભરતાં ગુરૂ પત્નીના ઘડામાંથી થોડા જળના છાંટા શિષ્યપત્ની ઉપર પડવાથી તે બીજી ગામની પચીસ પચાસ પનિહારીની

સમક્ષ અતિ કુત્સિત વચનથી ગુરૂ પત્ની સાથે લ્હડી ત્હેમનું અપમાન કર્યું. આથી મહાપૂર્ણસ્વામી પત્નીસહિત શિષ્યને ખબર પણ આપ્યા શિવાય શ્રીરંગ પોતાને વતન ચાલ્યા ગયા. પોતાના શિષ્યને પોતાના રહેવાથી દુઃખ થાય એજ હેતુથી ત્હેમણે કાંચી છોડયું કાંઇ શિષ્ય ઉપર કોપાય માન બનીને નહિં; પરન્તુ શ્રીમાન્ રામાનુજાર્યને આથી ઘણું લાગ્યું.

સ્વપત્ની સ્વતંત્રતા ચાહતી અને સર્વ ગૃહ ધનાદિકનો પણ યથેચ્છ ઉપયોગ ઇચ્છતી. ત્હેને કંઈ પતિનું કે પતિના મહાન્ કાર્યનું લેશ પણ ભાન નહોતું એટલે શ્રી રામાનુંજાર્યે ત્હેનું ઇપ્સિત પુરવા ઇચ્છયું એણે જ્યારે માતૃગૃહમાં જવા માંડયું ત્યારે પોતે પોતાનું સર્વ લૌકિક ધનમાલ મીલકત કિંચિત્ પણ રાખ્યા શિવાય આપી દીધું અને પોતે જગતસ્વામી—ખરી પ્રભુતા ભરેલ પ્રભુ ત્હેને યાચી સવિધિ કાષાય ત્રિદંડ શિખા સૂત્ર રાખીને સન્યાસાશ્રમનો સ્વીકાર કર્યો, ને ત્હેમનું કાંચીનગરમાં સાક્ષાત પ્રાદુર્ભાવ થયેલા પ્રભુ શ્રી વરદરાજ ભગવાનની પ્રેરણાનુસાર યતિરાજ નામ કાંચીપૂર્ણ સ્વામી તરફથી પાડવામાં આવ્યું. ભગવાનના મંદિરમાં જઇ અતિ માન પામીને ત્યાંથીજ સદ્ય મઠ વિગેરેની વ્યવસ્થા જે કરેલ ત્યાં શ્રી રામાનુજાર્ય ગયા ને ત્યાં પોતાનો નિવાસ કર્યો.

જે આજ સુધી એકને માટે હતા તે અનેકને માટે થયા ને સ્વાર્થ ત્યાગી પરમાર્થી બની જગતના કલ્યાણનો આરંભ કર્યો.

ઇતિ.